# નીતિવચન

"सा विद्या या विमुक्तये।"

"મુક્તિ અપાવે એ જ વિદ્યા."




પ્રકાશક

પુરૂષોત્તમ વિશ્રામ માવજી

સંવત ૧૯૭૮ ] [ સન ૧૯૨૨

# ઉપોદ્ઘાત.

આ પુસ્તકનો હેતુ, તેનું નામ સૂચવે છે તેમ, મુખ્યત્વે કરીને જાતિનાં વચન સંગ્રહદ્વારા નીતિનો ઉપદેશ કરવાનો છે, તોપણ એ ઉપદેશનો ઉદ્ભવ અમુક સંજોગો વચ્ચે થયેલો હોઇને, ઉક્ત હેતુને વધારે સ્પષ્ટ કરવો એ અસ્થાને નહિ થાય એમ અમો માનીએ છીએ. આર્ય સાહિત્ય-ઉદ્યાનમાં આવાં વચન-પુષ્પોના અનેક ગુચ્છો સોહી રહ્યા છે તેમ છતાં એ ઉદ્યાનને આ એક વિશેષ પુષ્પાંજલિ સમર્પિત કરવાનું અમોને સાર્થક જણાયું છે. આ પુસ્તક અમારા ચિરંજીવ હંસરાજ ઉર્ફે દાદા સાહેબનાં યજ્ઞોપવીતના શુભ પ્રસંગની યાદગિરિમાં રચાયેલું છે. યજ્ઞોપવીત એ આપણા સનાતન ધર્મના સોળ સંસ્કારો માંહેનો એક અતિ અગત્યનો અને અર્થગંભીર વિધિ છે. આધુનિક કાળમાં જોકે આ વિધિનો ખરેખરો અર્થ અને મહિમા પૂરેપૂરાં સમજાયેલાં જોવામાં આવતાં નથી અને એ એક શુષ્ક ધાર્મિક રૂઢીરૂપે પતાવી દેવામાં આવે છે તોપણ આર્ય-પૂર્વજોનો એ વિધિ પ્રચારવામાં શું હેતુ હતો તે તપાસીએ છીએ ત્યારે આપણને તેનું ખરૂં રહસ્ય ધ્યાનમાં આવી શકે છે. યજ્ઞોપવીત વિધિ, એ મનુષ્યને સંસાર-યજ્ઞમાં "પ્રવેશ કરવાની" દિક્ષા છે. માતા પિતાના ખોળામાં રમતો બાળક, પોતાની સુકોમળ બાલ્યાવસ્થા પુરી થયેલી જાહેર કરી, સંસાર યજ્ઞ મંડપમાં પ્રવેશ કરવાની તૈયારી રૂપે યજ્ઞોપવીતની દિક્ષા લે છે. માતાપિતા, સ્વજન, દેશ બલ્કે સમસ્ત જગતની અનેક આશાઓ અને તરંગોથી ભરેલું બાળ-તુલ્ય, પોતાંનુ નૈસર્ગિક સ્થાન છોડી, સંસારયાત્રાની વિંટંબણાઓમાં પોતાની ખિલાવટ કરવામાટે ઉપવીત ધારણ કરે છે. યજ્ઞોપવીત ધારણ ન કર્યુ હોય ત્યાં સુધી આર્ય—બંધુ એક કેવળ ધર્મ—રહિત, સંસ્કાર રહિત દેહધારી લેખાય છે અને ઉપવીત ધારણ કર્યા પછીજ તે ઉચ્ચ વર્ણની પંક્તિમાં આવી શકે છે અને તેટલા માટે 'દ્વિજ' કહેવાય છે. આર્યબંધુનો કુદરતી જન્મ તે કેવળ સ્થૂળ જન્મ છે. તેનો સત્ય ધર્મ યજ્ઞોપવીત લીધા પછીજ શરૂ થાય છે. તેની સંસારની દિક્ષા, તેની વ્યવહારની ફરજો, યજ્ઞોપવીત ધારણ કર્યાથી શરૂ થાય છે, અને એ ઉપવીત

લઇ, સદ્ગુરૂના ઉપદેશ મંત્રથી અને સદ્વિદ્યા સંપાદન કર્યાથી, સંસાર યાત્રાના અનેક કઠિન માર્ગો ઉકેલવાને તે તૈયાર થઈ શકે છે. યજ્ઞોપવિત ધારણ કરી બ્રહ્મચર્યનું સેવન કરવું, સદ્ગુરૂને આશ્રયે રહી આરોગ્ય, સહનશકિત, ઉચ્ચ ભાવનાઓ અને સદ્વિદ્યા સંપાદન કરવાં. એ સંસ્કારો અને સદ્વિદ્યાનાં અભેદ્ય બખ્તરથી સજ્જ થઇ સંસારયાત્રા શરૂ કરવી, અને એ યાત્રાની અનેક વિટંબણાઓમાં સત્યમાર્ગ સાચવી રાખી પાર ઉતરવું—એ આર્ય-શાસ્ત્રોમાં યજ્ઞોપવીતનો અંતર્ગત હેતુ હોય એમ અમોને જણાય છે. આ ખ્યાલ નજર આગળ રાખી, ચિંરજીવ ભાઇ હંસરાજ ઉર્ફે દાદાસાહેબને તેમના આ અતિ શુભ પ્રસંગની યાદગિરિમાં સંભારણું આપવાનો અમોએ વિચાર કર્યો ત્યારે તેમને સંસારયજ્ઞની તૈયારી માટે સહુથી વધારે કિંમતિ અને ઉપયોગી સાધન અમોને 'નીતિ--વચન' જણાયું છે, તેથી આ પુસ્તક અમોએ તૈયાર કરેલું છે જે અમો, અમારી અનેક શુભેચ્છાઓ સમેત ચિ. હંસરાજ ઉર્ફે દાદાસાહેબને અમારા તરફથી ઉકત પ્રસંગની ભેટ તરીકે અર્પણ કરીએ છીએ.

ઉપર જણાવ્યા પ્રમાણે આ પુસ્તકનો મુખ્ય હેતુ બાળવર્ગને ઉપ-દેશ આપવાનો હોવાથી, તેની હકીકત બાળવર્ગને રૂચિકર કરવા માટે અને તેની ભાષા બની શકે તેટલી સરળ કરવા માટે અમોએ પુરતી કાળજી લીધેલી છે. આર્ય-બાળકોને આ પુસ્તક યથેષ્ટ ઉપયોગી થાય અને તેમનું જીવન ઉચ્ચ અને નીતિમય બને એવી અમો ઉમેદ રાખીએ છીએ
ॐ अस्तु !

સિન્ધુસદન,
દ્વારકા
ચૈત્ર શુદ ૫ ને વાર રવી.

પુરૂષોત્તમ વિશ્રામ માવજી

ॐ तत् सत्

# श्री परमात्मने नमः ।



( ॐ એટલે 'જે સર્વ શકિતમાન સત્તા ( બ્રહ્મ, ઈશ્વર ) સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, તેનું પાલનપોષણ તથા રક્ષણ કરે છે, અને છેવટે તેનો નાશ કરેછે તે.'' )

( તત્ એટલે તે સત્તા ( ઇશ્વર ) પુરૂષ નથી તેમ સ્ત્રી પણ નથી; તેને જાતિ નથી; તે નિર્ગુણ છે. )

( સત્ એટલે તેજ ( ઇશ્વરજ ) સત્ય છે; બીજું બધું ખોટું ( માયા છે.) તેથી

( ॐ તત્ સત્ નો અર્થ—''આ સૃષ્ટિને ઉત્પન્ન કરનાર તેનું રક્ષણ કરનાર, અને તેનો નાશ કરનાર, ન જાણી શકાય એવી સત્ય વસ્તુ છે.'' )

अथ गायत्री महामंत्र :

ॐ भूर्भुवः स्वः ॐ तत् सवितुर्वरेण्यं

भर्गो देवस्य धीमहि ।

धियो यो नः प्रचोदयात् ॐ ॥

ॐ भूः भुवः स्वः । સૂર્યનારાયણ ભગવાનનાં દીવ્યતેજનું અમે ધ્યાન કરીએ છીએ, અમારી બુદ્ધિને તે સતેજ કરો.

[ 'ગાયત્રી' શબ્દનો અર્થ જે મંત્રનો જપ કરવાથી પાવન થવાય છે, મોક્ષ મળે છે તે મંત્ર એમ થાય છે. આ મંત્ર સૂર્યનારાયણ ભગવાનની સ્તુતિ છે. મનુષ્યનું અજ્ઞાન એ અંધકાર છે. તેનું અસ્તિત્વ હોય ત્યાં સુધી મનુષ્યની બુદ્ધિ કામ કરી શકતી નથી અને ઇશ્વરને ઓળખી શકાતો નથી. સૂર્યનારાયણ ભગવાન અંધકારને નાશ કરવાવાળા

છે અને શુધ્ધ અને પવિત્ર મનથી તેમનાં દીવ્ય તેજનું ધ્યાન કરતા અજ્ઞાનનો નાશ થાય છે. **भूः भुवः स्वः** એ ત્રણ શબ્દોનો અર્થ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ એમ થાય છે અને તેનો ઉચ્ચાર કરવામાં સૂર્યનારાયણનું સર્વવ્યાપકપણું સૂચવેલું છે. આ સૂર્યનારાયણ તે આકાશમાં દેખાતા કેવળ સ્થૂળ સૂર્ય-મૂર્તિ નહિ પરંતુ ત્રૈલોકમાં વ્યાપી રહેલા, સર્વ શક્તિમાન, સર્વવ્યાપક દીવ્ય તેજનો ભંડાર ઇશ્વર છે એમ ખ્યાલ લીધેલો છે.

શબ્દાર્થ:

ॐ तत् ( તેના ) सवितुः ( સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર ) **वरेण्यम्** ( ઉત્તમ ) **भर्गः** ( પ્રકાશવાન તેજનું ) **धीमहि** ( ધ્યાન ધરીએ છીએ ). **धियः** ( બુદ્ધિને ) **यः** ( જે ) **नः** ( અમારા ) **प्रचोदयात्** ( પ્રેરે છે; ધર્મ અર્થ, કામ અને મોક્ષમાં )

અર્થ—

સઘળા પદાર્થોને ઉત્પન્ન કરનાર, પ્રકાશવાન એવા જે સૂર્ય તેના ઉત્તમ તેજનું અમે ધ્યાન ધરીએ છીએ; જે તેજ અમારી બુદ્ધિને ( ધર્મ, અર્થ કામ અને મોક્ષમાં ) પ્રેરે છે. ( જે અમારી બુદ્ધાને એ ચારે પુરૂષાર્થમાં યથાયોગ્ય વિજય મેળવી શકાય એવાં સ્ફુરણોનું સામર્થ્ય આપે છે ).

## માર્જન

હે આરોગ્યને આપનારી જળદેવીઓ! તમે અમને બળ બુદ્ધિ અને વિજય આપો! હે જળદેવીઓ ! સંધ્યાકાળે ધણમાંથી પાછી ફરતી ગાયમાતાઓ જેમ પોતાનાં તલસી રહેલાં બાળકોને પોતાના ઉત્તમમાં ઉત્તમ રસનું પાન કરાવે છે તેમ હે દેવીઓ તમે પણ તમારા ઉત્તમમાં ઉત્તમ રસનું અમને પાન કરાવો હે જળદેવીઓ! અમો સર્વને મૃત્યુના ભયથી બચાવો ! હે જળદેવીઓ ! અમારી વંશવૃધ્ધિ કરો.

'માર્જન' એ વરૂણ (જળ) દેવતાની સ્તુતિ છે. શુદ્ધી અને પવિત્ર જળ મનુષ્યનાં જીવન રૂપ છે. અને તેનું પાન કરવાથી બળ અને બુધ્ધિ વધે છે કુદરતનાં અદ્ભૂત સૌંદર્ય વચ્ચે, અરણ્યમાં વસતા આપણા પૂર્વજોને. પ્રાતઃકાળે પવિત્ર અને વિપુલ જળનું ધ્યાન અનેક સદ્વૃત્તિઓ ઉભરાવી શકતું સ્નાનાદિકથી પવિત્ર થઇ, એક ચિત્ત મનથી શુધ્ધ અને પવિત્ર જળનું ધ્યાન કરવાથી મનુષ્યનું મલિન અંતઃકરણ શુદ્ધ થાય છે અને આરોગ્ય વધે છે. ઋષિઓનું સરળ જીવન, કુદરત ઉપરનો અલૌકિક પ્રેમ અને વરૂણ (જળ) દેવતાનો અપૂર્વ મહિમા આ મંત્ર સૂચવી શકે છે.

---

## સૂર્યોપસ્થાન

(પ્રાતઃકાળે ગગનમંડળપર ઉદય પામતા સૂર્યનારાયણ ભગવાનને જોઇને) અહો! અનાદિ સર્વ શકિતમાન્ સૂર્યનારાયણ દેવને દેવતાઓ ઉંચકી જાય છે! અહો! અખિલ વિશ્વનો અંધકાર દૂર થયો! અહો! દેવતાઓનું રંગબેરંગી સૌંદર્ય ઉદય પામ્યું! અહો! મિત્ર દેવ, વરૂણ દેવ, અગ્નિ દેવનું ચક્ષુ પ્રકાશમાન થયું! અહો! જોતજોતામાં સૂર્યનારાયણ ભગવાન પૃથ્વી, અંતરિક્ષ–સ્વર્ગમાં વ્યાપી રહ્યા છે. સર્યનારાયણ ભગવાન ચરાચર વસ્તુઓના આત્મારૂપ છે! 'સૂર્યોપસ્થાન' એ સૂર્યદેવતા આરાધના છે. અરણ્યમાં પ્રાતઃકાળે કુદરતનાં સૌંદર્યને સોનેરી કિરણોથી રંગ બેરંગી બનવી, જગત્માં ચેતન મૂકનાર ભગવાન સૂર્યદેવના ઉદયથી ઋષિમુનિઓને કેવો આનંદ થતો તેનો ખ્યાલ આ મંત્ર સહજ આપી શકે છે. મંત્રમાં સૂર્યદેવનું વર્ણન જેટલું આકર્ષક અને અદ્ભૂત છે તેટલીજ સૂર્યનારાયણ દેવની સ્તુતિ ઉત્કર્ષક છે. પ્રાચીન કાળમાં ઋષિમુનિઓને સર્વ શકિતમાન, સર્વવ્યાપક, અનાદિ સૂર્યદેવ પ્રત્યક્ષ પરમાત્મારૂપે હતા અને શુધ્ધ ચિત્તે તેમની આરાધના કરી તેઓ પોતાનાં પાપનું નિવારણ કરતા.

## મંગળાચરણ

**श्राद्धा भक्तिध्यान शमाधैर्यंतमानै:**
**ज्ञातुं शक्यो देव इहै वाशु य ईशः ।**
**दुर्विज्ञेयो जन्म शतैश्चापि विना तैः**
**तंसंसारध्वान्त विनाशं हरिमीडे ॥**

"જે ઇશ્વરને શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન અને ઇંદ્રિયોપર કાબુ રાખવાથી આ દુનિયામાંજ જાણી શકાય છે, પરંતુ જેને ઉપરના અગમ્ય ઉપાયો સિવાય સેંકડો જન્માતરોમાં પણ જાણી શકાતો નથી, એવા તેજોમય, આ સંસારરૂપી અંધકારનો નાશ કરનાર શ્રીહરીને હું પ્રણામ કરૂં છું."

૧ શ્રીમદ્-શંકરાચાર્ય:

"ભગવતિ ઉષાદેવતા ! આકાશ પુત્ર ! તારાં તેજસ્વી કિરણોથી પ્રકાશ આપ. અમારા પવિત્ર યજ્ઞોથી સંતુષ્ટ થઇ અમને ઐશ્વર્યવાન્ બનાવ. કૃપાળુ ઉષે ! તું પ્રકાશ આપે છે ત્યારેજ પ્રાણીઓ પોષણ મેળવી શકે છે. તેજસ્વી, અકળ, દયાળુ દેવિ ! અમારી આ પ્રાર્થના અંગીકાર કર."

૩ ઋગ્વેદ.

"માતા અને માતૃભૂમિ સ્વર્ગ કરતાં પણ અધિક છે."

"ગુરૂ કે જે સત્ય જ્ઞાનરૂપી દીવાથી હ્દયને પ્રકાશિત કરે છે, તેનાથી વધુ પૂજનીય બીજો કોઇ નથી."

૪ ભાગવત.

"જ્યારે જ્યારે ધર્મનો અસ્ત થાય છે અને પાપનો ઉદય થાય છે, ત્યારે ત્યારે હું (ઇશ્વર) અવતાર લઉં છું. સારા માણસોનું રક્ષણ કરવાને, અને દુષ્ટોનો નાશ કરવા અને ધર્મનો પુનરૂદ્ધાર કરવાને હું દરેક યુગમાં અવતાર લઉં છું."

૫ ગીતા.

"પોતાનો ધર્મ બીજાનાથી ઉતરતો હોય તોપણ ઉત્તમ છે બીજાનો ધર્મ પાળવાથી ઉપજતા ભયને સહન કરવા કરતાં પોતાના ધર્મમાં રહીને મરવું તે વધારે સારૂં છે."

૬ ગીતા.

" તું પાપીમાં પાપી હોઇશ તોપણ જ્ઞાનરૂપી હોડીથી તારાપાપરૂપી સમુદ્રને તું તરી શકીશ."

૭ ગીતા.

## વિદ્યા.

"હે સરસ્વતિ ! તમારો ખજાનો કોઇ નવીન જાતનોજ છે, કે જે ખરચવાથી વધે છે અને સંચય કરવાથી ખૂટી જાય છે."

૮ સુભાષિત.

" સર્વ દ્રવ્યોમાં વિદ્યારૂપી દ્રવ્યના જેવું કોઇ ઉત્તમ નથી, કારણ કે તે કોઇથી હરી શકાતું નથી, તેની કિંમત થઇ શકતી નથી, અને તેનો નાશ થઇ શકતો નથી."

૯ સુભાષિત.

"જેની પાસે વિદ્યા છે તેને પોતાનું ભરણ પોષણ કરવાની શી ચિંતા છે ? પોપટ પણ " હરિ રામ " બોલીને ભરણ પોષણ મેળવે છે."

૧૦ સુભાષિત.

" જેને ચોર ચોરી શકતા નથી, રાજાઓ લૂટી શકતા નથી, ભાઇઓ જેમાં ભાગ પડાવી શકતા નથી, જેનો ભાર લાગતો નથી, અને જેમ જેમ તેને ખરચીએ તેમ તેમ તે વધતું જાય છે એવું વિદ્યારૂપી ધન સર્વ ધનમાં શ્રેષ્ઠ (મુખ્ય છે.)"

૧૧ સુભાષિત.

" વિદ્યા એજ પુરૂષનું રૂપ ( ખુબસુરતી ) છે; વિદ્યા સંતાડી રાખેલું ધન છે; વિદ્યા ભોગ, કીર્તિ, ને સુખ આપનારી છે; વિદ્યા ગુરૂનો પણ ગુરૂ છે. પરદેશમાં વિદ્યા ભાઇની પેઠે મદદ કરનારી છે, વિદ્યા એજ મોટું નશીબ છે; રાજાના પાસે પણ વિદ્યા પૂજાય છે. ધન પૂજાતુ નથી; તેથી જે વિદ્યા વિનાનો માણુસ છે તે પશુ સમાન છે

૧૨ સુભાષિત.

વૃદ્ધ થયા હોઇએ તો પણ સમજુ માણસે વિદ્યા ગ્રહણ કરવી. જો આ જન્મમાં તેનું ફળ નહિ મળે, તો બીજા જન્મમાં તે સ્હેલાઇથી શાખી શકાશે."

૧૩ સુભાષિત.

" જુગાર, વાદ્ય, નાટકમાં મોહ,......આળસ અને નિદ્રા; આ ૭ વસ્તુ વિદ્યામાં વિઘ્ન કરનારા છે."

૧૪ સુભાષિત.

" અતિશય ગુણવાળી વિદ્યા હોય, પરંતુ વિવેક ન હોય તો તે શોભતી નથી; મોટા પુરૂષોમાં વિનયવાળી મુર્ખતા પણ શોભે છે."

૧૮ સુભાષિત.

" સુખ ભોગવવાની ઇચ્છા હોય તો વિદ્યાનો લોભ ન રાખવો, અને વિદ્યાની ઇચ્છા હોય તો સુખનો ત્યાગ કરવો; કારણકે સુખની ઇચ્છાવાળાને વિદ્યા નથી મળતી, અને વિદ્યાની ઇચ્છાવાળાને સુખ નથી મળતું."

૧૫ સુભાષિત

" અન્નદાન કરતાં વિદ્યાદાન વધારે સારૂં છે; કારણ કે અન્નથી થોડી વખત તૃપ્તિ થાય છે, પરંતુ વિદ્યાથી તો જીંદગી પર્યંત સુખ મળે છે.")

૧૬ સુભાષિત

" ગુરૂની સેવાથી વિદ્યા શિખાય છે; અથવા પુષ્કળ ધનથી વિદ્યા શિખાય છે; અથવા આપણી પાસે કંઇ વિદ્યા હોય તો વિદ્યા શિખાય છે. આ ત્રણ સિવાય ચોથો માર્ગ નથી ( સારાંશ કે વિદ્યા શિખવાનાં ઉપલાં ત્રણજ સાધનો છે. )"

૧૭ સુભાષિત

" વિદ્યાની સાથે મરવું, પણ તે નીચ શિષ્યને આપવી નહિ કારણ કે નીચ શિષ્યને વિદ્યા આપી હોય તો તે પાછળથી શત્રુ થાય છે."

૧૮ સુભાષિત

" આળસુને વિદ્યા કયાંથી ? વિદ્યાવગરનાને ધન કયાંથી ? ધન વગરનાને મિત્ર કયાંથી ? અને મિત્ર વિનાનાને સુખ કયાંથી ( સારાંશ કે આળસુને વિદ્યા મળી શકતી નથી, વિદ્યા સિવાય ધન મળતું નથી, ધનસિવાય મિત્ર મળતા નથી અને મિત્રવિના સુખ મળી શકતું નથી. )

૧૯ સુભાષિત

"અધૂરી વિદ્યા ગર્વ ઉત્પન્ન કરે છે."

સુભાષિત

"વિદ્યા વગરની જીંદગી નકામી છે." ૨૦ સુભાષિત

"જ્ઞાન એજ શક્તિ છે." ૨૧ સુભાષિત

"વિદ્યા જેવું કોઇ સગું નથી."

૨૨ સુભાષિત

"જ્ઞાનવિના સારી રીતભાત નથી આવડતી." ૨૩ સુભાષિત

"ભણે છે તે કદી મૂર્ખ રહેતો નથી."

૨૪ હિતોપદેશ

"માણસમાં રહેલો ગુણ જ્યાં જાય ત્યાં પોતાની જગા કરે છે. (માન મેળવે છે.)"

૨૫ હિતોપદેશ

"વિદ્યા વગરનો પુત્ર તે માબાપનો દુશ્મન છે."

૨૬ હિતોપદેશ

"બળ કરતાં બુદ્ધિજ ચઢે છે."

૨૭ હિતોપદેશ

"રાજા કરતાં પણ વિદ્વાન ચડે; કારણકે રાજા માત્ર પોતાના રાજ્યમાંજ પૂજાય છે, ત્યારે વિદ્વાન સર્વત્ર પૂજાય છે."

૨૮ હિતોપદેશ

"શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી જેની વાણી શુદ્ધ થયેલી છે, જેઓ શિષ્યોને પોતાની વિદ્યા આપી દે છે; એવા પ્રખ્યાત વિદ્વાનો જો નિર્ધન હોય તો તે દેશના રાજાનીજ મૂર્ખતા કહેવાય છે. વિદ્વાનો તો ધનવિના પણ ધનાઢ્યજ છે. રત્નોની કિંમત ન જાણે તો તે ઝવેરીઓ-નોજ વાંક છે, પણ તેથી કંઇ રત્નની કિંમત ઘટતી નથી."

૨૯ ભર્તૃહરી

"જેણે પોતાના બાળકને ભણાવ્યું નથી, તેની માતા તેની શત્રુ છે અને તેનો પિતા તેનો વેરી છે."

૩૦ હિતોપદેશ

"તું જેમ રાજા છે તેમ અમે પણ ગુરૂની સેવા કરી મેળવેલી વિદ્યાથી ઉંચા છીએ; તું જેમ વૈભવથી પ્રખ્યાત છે, તેમ કવિઓ (દશે) દિશાઓમાં અમારી કીર્તિ ફેલાવે છે; હે રાજા ! આ પ્રમાણે આપણા બન્નેમાં કંઇ ઝાઝો તફાવત નથી; માટે તું જો અમારી દરકાર નહિ કરે તો અમે પણ તારી બિલકુલ દરકાર કરનાર નથી."

૩૧ ભતૃહરી

"પૂર્વે વિદ્યાનો ઉપયોગ ખરૂં જ્ઞાન મેળવી મનની શાંતિ મેળવવાને હતો; પછી વખત જતાં, લોકો પોતાનાં સુખનાં સાધનો શોધવામાં વિદ્યાનો ઉપયોગ કરવા લાગ્યા; અને હાલમાં તો રાજાઓ વિદ્યાને ઉત્તેજન ન આપતા હોવાથી, તે દિવસે દિવસે નીચે ઉતરતી જાય છે; અહો ! આ શું ઓછાં દુઃખની વાત છે ? ૩૨ ભતૃહરી

"હે રાજન્ ! જેમ તમે ધનના માલિક છો, તેમ અમે વાણીના માલિક ( ઉપાસક ) છીએ; તમે જેમ શૂરવીર છો, તેમ અમે પણ વાદ કરનારના અહંકારને તોડવામાં ચતુરતા ધરાવીએ છીએ; ધનાઢ્ય પુરૂષો જેમ તમારી સેવા કરે છે, તેમ અજ્ઞાનના નાશને માટે વિદ્યાર્થીઓ અમારી સેવા કરે છે; આમ છતાં પણ અમારા ઉપર તમને આસ્થા ન હોય તો અમને પણ તમારાપર આસ્થા નથી, માટે આ ચાલ્યા."

૩૩ ભતૃહરી

## સુખ

"આ દુનિઆનાં સુખો પાણી ઉપરનાં ફીણ જેવાં નાશવંત છે. જુવાની પડછાયા જેવી છે; પૈસો, પવનથી જેમ વાદળાં ઘસડાઇ જાય છે તેમ જતો રહે છે; માટે આપણે સદ્‌ગુણોનેજ મજબૂત વળગી રહેવું જોઇએ." ૩૪ નીતિશાસ્ત્ર

"અભિમાન અને દંભ કોઇને ગમતાં નથી." ૩૫

"હે કુંતિપુત્ર! યાદ રાખ કે મારો ભક્ત કદી નાશ પામતો નથી."

૩૬ ગીતા

મોટું મન, આનંદ, દયા, સત્ય, પાડોશીપર પ્રેમ, પતિ પત્ની વચ્ચે દૃઢ પ્રેમ, ભલાઇ, મિલનસારપણું અને સ્વચ્છતા આ ગુણોવાળો માણસજ સુખી છે; અને આ દશ ગુણો જેનામાં હોય તેજ ખરેખરો ગુરૂ થવાને લાયક છે."

૩૭ નીતિ શાસ્ત્ર

" જ્ઞાન એ શરીરની તન્દુરસ્તી છે; ગરીબાઇ એ તેનો રોગ છે; આનંદી સ્વભાવ એ તેનો ટેકો છે; અને દીલગીરી તેને વૃદ્ધ કરનાર છે.

૩૮ નીતિશાસ્ત્ર

" આપણે ગમે તેટલા વિદ્વાન હોઇએ તોપણ આપણે યાદ રાખવું જોઇએ કે હજુ ઘણું જાણવાનું બાકી છે; આપણાપર રાજાની ગમે તેટલી મેહેરબાની હોય તોપણ તેનાથી હમેશાં ચેતતા રહેવું: અને સ્ત્રીઓનો આપણા ઉપર ગમે તેટલો પ્રેમ હોય તોપણ તેમનાથી સાવચેત રહેવું."

૩૯ નીતિશાસ્ત્ર

" જેને કોઇ પણ ચીજની અપેક્ષા નથી તેજ સુખી છે."

૪૦ કપિલ

"સત્ય સિવાય બીજા કશામાં સુખ નથી."

૪૧ બુદ્ધ

" જ્યાં સુધી બીજા દુઃખી છે અને મારામાં તેમને મદદ કરવાની શકિત છે ત્યાં સુધી મને સુખ થતું નથી."

૪૨ બુદ્ધ

" દુષ્ટોને તેમના પર ઉપકાર કરીને જીતો."

૪૩ બુદ્ધ

" જે સદ્‌ગુણી છે તે ખરેખર સુખી છે."

૪૪ બુદ્ધ

" ખરૂં સુખ સ્વાર્થવૃત્તિનો નાશ કરવો એજ છે."

૪૫ બુદ્ધ

" તમારા વિચારોપર ચોકી રાખો; જીભને કાબુમાં રાખો; તમારા ગુસ્સા ઉપર સખ્ત દબાણ રાખો; કોઇ સાથે સખ્તાઇથી બોલો નહિ; અને સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરો.

૪૬ બુદ્ધ

" સદ્‌ગુણી મનુષ્યોનેજ દાન આપો.

૪૭ બુદ્ધ

" દાન કરવાની વૃત્તિ જેવો કોઇ આનંદદાયક મિત્ર નથી.

૪૮ બુદ્ધ

" વિવેક એજ સારામાં સારૂં ભૂષણ છે."

૪૯ બુદ્ધ

" ગુસ્સાના જોમમાં પણ પારકાનું ભુંડું ઇચ્છો નહિ.

૫૦ બુદ્ધ

" ધિક્કારનો નાશ ધિક્કારથી કદીપણ થતો નથી; ધિક્કારનો નાશ પ્રેમથી થાય છે; આ પુરાતન નિયમ છે."

૫૧ બુદ્ધ

" ખરો ધર્મ જાતિના નિયમો પાળવામાં છે."

૫૨ બુદ્ધ

" ઉંચામાં ઉંચી જાતિનો હંમેશાં અભ્યાસ કરો."

૫૩ બુદ્ધ

" દયાનો ગુણ કેળવો."

૫૪ બુદ્ધ

" સારા વિચારોની મીઠી સુગંધ સિવાય બીજાં અત્તરો વાપરો નહિ."

૫૫ શિઆમની કહેવત.

" તમે ઉંચા હો તો પણ તમારાથી હલકાને ભુલી જાઓ નહીં.

૫૬ બુદ્ધ

" મનને આનંદમાં રાખવાનો ખરો ઉપાય સંતોષ છે."

૫૭ બુદ્ધ

" ખરો ખજાનો દાન કરવાથીજ ભરી શકાય છે; આ ખજાનો હમેશાં સલામતજ હોય છે; તે નાશ પામતો નથી. પરલોકમાં

જતીવેળા આ ખજાનો સાથે રહે છે. કોઈ આ ખજાનાને નુકસાન કરી શકતું નથી, કે, ચોર ચોરી શકતા નથી."

૫૮ બુદ્ધ

"આત્મપરીક્ષા દુઃખદાયક હોય છે"

૫૯ બુદ્ધ

"સો વખત ખરાબ કૃત્ય કર્યું હોય તોપણ તે ફરીને કરો નહિ"

૬૦ બુદ્ધ

"જેને ગુસ્સે થવાનું કારણ મળ્યું હોય તોપણ ગુસ્સે થતો નથી તેણે મોટો વિજય મેળવ્યો છે."

૬૧ બુદ્ધ

"ફુલ જેમ દેખાવમાં સારૂં હોય પણ સુગંધ વગર નકામું છે, તેમ જે માણસ મીઠું મીઠું બોલે છે પણ તે પ્રમાણે વર્તતો નથી તે નકામો છે."

૬૨ બુદ્ધ

"જેનું મન પોતાના કાબુમાં છે તેજ સુખી છે."

૬૩ બુદ્ધ

"ખરાબ માણસોને કદી મિત્ર બનાવો નહીં, પરંતુ ઉત્તમમાં ઉત્તમ માણસોનીજ મિત્રતા કરો.

૨૯ બુદ્ધ

"બુદ્ધ ભગવાન્! દુનિયાનું ભલું કરવું એજ તારી પૂજા છે.

૬૪ ભકિત શતક

"કોઇની પણ નિંદા કદી કરો નહિ."

૬૫ બુદ્ધ

"સજજનો બીજાએ કરેલો ઉપકાર મનમાં રાખી મેલે છે; પણ તેમને નુકસાન થયું હોય તે, કમળ પરથી જેમ પાણી સરી જાય છે, તેમ તેમના મનમાંથી સરી જાય છે."

૬૬ જાતક માલા

"તન્દુરસ્તી એ મોટામાં મોટી બક્ષિસ છે; સંતોષ એ સારામાં સારો ખજાનો છે."

૬૭ બુદ્ધ

"નિરૂત્સાહ અને આળસમાં સો વર્ષ જીવવું, તેના કરતાં ઉદ્યમ કરીને એક દહાડોજ જીવવું એ વધારે સારૂં છે."

૬૮ બુદ્ધ

"મહાત્માઓનાં દર્શન કરવાં એ ઉત્તમ છે; તેમની સાથે રહેવું એ મોટું નશીબ છે; પણ મૂર્ખ માણસનું મોઢું જોયું નથી તેજ સુખી છે."

૬૯ બુદ્ધ

"કર્મ કરવાનોજ તને અધિકાર છે, કદીપણ ફળની ઇચ્છા રાખતો નહિ." (તારી ફરજ હોય તે બજાવ, તેનાં ફળની દરકાર કર નહીં.)"

૭૦ ગીતા

"સારા માણસોની સોબત આ દુનિયામાં ઘણા જરૂરની છે."

૭૧ માહાભારત

"ખરી બહાદુરી આપણાં ચારીત્ર્યને ઉચ્ચ બનાવવામાં છે."

૭૨ ભાગવત

"જે માણસ સદ્‌ગુણોથી યુકત છે તેજ ખરેખરો શ્રીમંત છે."

૭૩ ભાગવત

"ઇશ્વરમાં શ્રદ્ધા હોવી એજ મોટામાં મોટું નશીબ છે."

૭૪ ભાગવત

"દુઃખમાં જેનું મન મુંઝાતું નથી અને સુખમાં જે સંતોષી રહે છે; જે ચિંતા, ભય અને ક્રોધ વગરનો છે તે મુની કહેવાય છે."

૭૫ ગીતા.

"આપણેજ આપણા પોતાના મિત્ર અથવા શત્રુ છીએ. જેણે મન જીત્યું છે તે પોતાનો મિત્ર છે અને જેણે મન નથી જીત્યું તે પોતાનો દુશ્મન છે."

૭૬ ગીતા

"પ્રાણાયમ એજ ખરી શકિત વધારનાર દવા છે." (Pranayam is the best Tonic.)

૭૭ ભાગવત

" ખરો ધર્મ તેજ છે કે જે આપણામાં ઇશ્વર તરફ ભક્તિ ઉત્પન્ન કરે છે."

૭૮ ભાગવત્

વિનાકારણ જુલમ કરવામાં આવે, અથવા વિનાકારણે પૂજા કરવામાં આવે, તોપણ બન્ને સ્થિતિમાં જેનું ચિત્ત સરખું રહે છે તે માણસને સાધુ કહેવામાં આવે છે."

૭૯ ભાગવત્

" ખરૂં સુખ આત્મ-વિશ્વાસ એ છે."

૮૦ મનુ

"જુવાનીમાં એવાં કામ કરો કે જેથી વૃદ્ધાવસ્થામાં સુખ થાય; અને આખી જીંદગીમાં એવાં કામ કરો કે જેથી પરલોકમાં સુખ થાય."

૮૧ મહાભારત

" ક્રોધને ક્ષમાથી જીતો; દુષ્ટને પ્રમાણિકતાથી જીતો; લોભીને ઉદારતાથી જીતો અને જૂઠાણાંને સત્યથી જીતો."

૮૨ મહાભારત

" જેણે તમારૂં કંઇપણ ભલું કર્યું હોય તેના તરફ હંમેશાં આભારની નજરથી જુઓ."

૮૩ રામાયણ

" બાપનું કરજ દીકરા પતાવે પરંતુ પોતાનું બંધન પોતાસિવાય કોઇ છોડી શકશે નહિ."

૮૪ શંકરાચાર્ય.

" એક ક્ષણનો પણ સજ્જનોનો સત્સંગ સંસારરૂપી સાગર તરવામાં હોડી થઇ પડે છે."

૮૫ શંકરાચાર્ય.

"હંમેશાં સત્પુરૂષોને માર્ગે ચાલવું. તેમ ન થાય તો થોડો ઘણો પણ તે માર્ગ પકડવો, કે જેથી દુઃખી ન થવાય."

૮૬ સુભાષિત.

" જે લોકો કોઇની અદેખાઇ કરતા નથી, જેઓ કદી કાંઇ પણ માગતા નથી, અને જેઓ વગર બોલાવે આવતા નથી, તેઓ, પત્થર હોય તોપણ દેવ સમજવા.

૮૭ સુભાષિત.

જેઓ અભ્યાસ કરે છે તેમને મૂર્ખતા નથી; જપ કરે છે તેમને પાપ નથી; મૌન હોય છે તેમને કલેશ નથી અને જેઓ જાગૃત હોય છે તેમને ભય નથી."

૮૮ સુભાષિત.

"જે ન્યાયને માર્ગે ચાલે છે તેને પશુઓ પણ સહાય થાય છે; અને ખોટે રસ્તે ચાલનારનો સગો ભાઇ પણ ત્યાગ કરીદેછે.

૮૯ સુભાષિત.

"જનાનિ ( માતા ) જન્મભૂમિ, જાન્હવી ( ગંગા ), જનાર્દન (ભગવાન્) અને જનક ( પિતા ) એ પાંચ જકાર ઘણાજ દુર્લભ છે!"

૯૦ સુભાષિત.

"ખરૂં ધન ત્યાં કે જ્યાં તેનું અભિમાન નથી, ખરો સુખી તેજ કે જેને લોભ નથી, ખરો મિત્ર તેજ કે જેનાઉપર વિશ્વાસ છે."

૯૧ સુભાષિત

"સત્યને માર્ગે ચાલવાથી લક્ષ્મી મળે છે; દાનને માર્ગે ચાલવાથી કીર્તિ મળે છે; અભ્યાસથી વિદ્યા આવડે છે અને કર્મ પ્રમાણે બુદ્ધિ થાય છે."

૯૨ સુભાષિત.

"માતાનું, પિતાનું અને ગુરૂનું સદા પ્રિય કરવું. એ ત્રણે આપણી સેવાથી પ્રસન્ન થાય ત્યારે જાણવું કે આપણું તપ બરાબર પુરૂં થયું."

૯૩ સુભાષિત.

"સાધારણ માણસો મહાત્માઓના દાખલા લઇને તે પ્રમાણે વર્તે છે; મહાત્માઓએ જે નિયમો બાંધેલા હોય તે પ્રમાણેજ જનસમાજ ચાલે છે."

૯૪ ગીતા

"જે માણસ મિત્ર આગળ, હંમેશાં ધ્યાન દઇ સાંભળનાર પાસે, નિમકહલાલ નોકરપાસે,............અને પોતાના સ્વામી આગળ, પોતાનું દુઃખ કહી દેછે તે સુખી થાય છે."

૯૫ સુભાષિત

"સદ્‌ગુણી પુત્ર, પ્રેમાળ સ્ત્રી, કદરદાન શેઠ, સાચો મિત્ર, સ્નેહાળ સગાં, નિશ્ચિત મન, સુંદર મુખાકૃતિ, અવિચળ વૈભવ અને વિદ્યા આ આઠ વસ્તુઓ તો પરમકૃપાળુ પરમેશ્વર મનુષ્ય ઉપર પ્રસન્ન થાય તોજ મનુષ્યને મળે છે."

૯૬ ભર્તૃહરી

"સુખના વખતમાં સજ્જનોનું હૃદય કમળના જેવું કોમળ હોય છે; પણ જ્યારે તેનાપર દુ:ખ આવી પડે છે ત્યારે તે પર્વતની શિલા જેવું મજબૂત થઇ જાય છે."

૯૭ ભર્તૃહરી.

"સારા માણસોની સોબતની ઇચ્છા રાખવી, બીજાના ગુણો જોઇ ખુશી થવું, વડીલો પ્રત્યે માન, વિદ્યાની હોંસ, લોકોની નિંદાનો ભય, ઇશ્વરપર ભક્તિ, મનને વશ રાખવાની શક્તિ, અને દુષ્ટોના સહવાસનો ત્યાગ; આટલા નિર્મળ ગુણો જે પુરૂષોમાં હોય છે તેને ધન્ય છે."

૯૮ ભર્તૃહરી.

"દુ:ખમાં ધીરજ રાખવી તે, મોટાઇના વખતમાં ક્ષમા, સભામાં બોલવાની શક્તિ, યુદ્ધમાં પરાક્રમ, કીર્તિ મેળવવાની ઇચ્છા અને ધર્મપર પ્રીતિ આટલા ગુણો મહાત્માઓમાં સ્વાભાવિક છે."

૯૯ ભર્તૃહરી

"યોગ્ય મનુષ્યને દાન આપવું એ હાથનું ઘરેણું છે; ગુરૂને નમસ્કાર કરવા એ મસ્તકનું ઘરેણું છે; સત્ય બોલવું એ મુખનું ઘરેણું છે; સારી વર્તણુંક એ હૃદયનું ઘરેણું છે, અને ઇશ્વરનું જ્ઞાન થવું એ વિદ્યાનું ઘરેણું છે; મહાત્માઓનાં ઉપર કહેલાં ઘરેણાં છે."

૧૦૦ ભર્તૃહરી.

"જે સારી વર્તણુંકથી પિતાને પ્રસન્ન કરે તેજ ખરો પુત્ર છે; પતિનું હિત ઇચ્છે એજ સ્ત્રી છે; સુખ અને દુ:ખમાં જેની વર્તણુક સરખી રહે છે તેજ મિત્ર છે; ઉપર કહેલી ત્રણ વસ્તુ પુણ્ય કર્યા હોય તેનેજ મળે છે."

૧૦૧ ભર્તૃહરી

"લોભ મૂકી દ્યો, ક્ષમા રાખો; અભિમાન મૂકી દો અને પાપમાં પ્રીતિ ન રાખો; સત્ય બોલો અને સજ્જનોને રસ્તે ચાલો; વિદ્વાનોની સેવા કરો અને વડીલોને માન આપો; શત્રુઓને પણ મનાવો, પોતા ગુણો ઢાંકો; આબરૂની રક્ષા કરો અને દુઃખિયાપર દયા રાખો; કારણકે ઉપર કહેલાં લક્ષણો સજ્જનનાં છે."

૧૦૨ ભર્તૃહરી

"જેનો સ્વભાવ સવને પસંદ પડે તેવો સારો છે, તે પુરૂષની પાસે અગ્નિ જળ જેવો શીતળ થઇ જાય છે: સમુદ્ર નાની નદીના જેવો થાય છે ( એટલે સમુદ્ર પણ સહેલાઇથી તે તરી જાય છે); મોટો પર્વત પણ નાની ટેકરી થઈ જાય છે, સિંહ હરણ જેવો થઇ જાય છે; સર્પ ફુલની માળા જેવો થઇ જાય છે અને ઝેર અમૃત થઇ જાય છે (મતલબ જેનો સ્વભાવ સારો છે તેને કંઇ હરકત આવતી નથી.)"

૧૦૩ ભર્તૃહરી.

"ન્યાયને રસ્તે ચાલીનેજ પોતાની આજીવિકા મેળવવી, જીવ જાય તોપણ પાપ ન કરવું, દુર્જનની આગળ યાચના ન કરવી; ગરીબ હોઇએ તોપણ મિત્ર પાસે પણ માગવું નહિ; મુશ્કેલીના વખતમાં દબાઇ ન જવું; અને મહાત્માઓના માર્ગેજ ચાલવું; આ તરવારની ધાર જેવું વ્રત સત્પુરૂષોજ પાળી શકે છે.

૧૦૪ ભર્તૃહરી

## દુઃખ

"જેનો બાપ કરજ કરે છે તેનો પુત્ર દુઃખી છે; જેના પુત્રની ચાલ ચલગત ખરાબ છે તે બાપ દુઃખી છે; અને જેનો પતિ બેવફા છે તે સ્ત્રી ખરેખરી દુઃખી છે."

૧૦૫ નીતિશાસ્ત્ર

"રાજાની નોકરી, લુંટારાપણું, ઘોડાને પહેલ વહેલો પલોટવો, પૈસો ભેગો કરવાનો લોભ, જાદુ અને ક્રોધ—આ છનું પરિણામ હંમેશાં દુઃખમય નીવડે છે."

૧૦૬ નીતિશાસ્ત્ર

"જે બીજાના સારા ગુણો જોઈ આનંદ પામતો નથી તે પોતેજ નાલાયક હોવો જોઇએ (એમ શંકા ઉત્પન્ન થાય છે.)"

૧૦૭ બૌદ્ધ સાહિત્ય

"જે પૈસાદાર છે, પણ સંતોષી નથી, તે ગરીબના જેટલોજ દુઃખી રહે છે."

૧૦૮ બૌદ્ધ સાહિત્ય

"જે પોતાની ફરજ બજાવતો નથી, ન કરવાનું કરે છે, અને પોતાનાં દુષ્ટ કૃત્યોમાં મગરૂરી માને છે તે વધારે ને વધારે પાપી થતો જાય છે."

૧૦૯ બુદ્ધ

"સત્ય માયાથી ઢંકાયેલું હોય છે, તે ન સમજવાથીજ માણસો દુઃખી થાય છે."

૧૧૦ ગીતા

"શ્રીમંતો મારે રસ્તે ચાલતા નથી; પછી ભક્તિનો તો સવાલજ કયાં રહ્યો?"

૧૧૧ ભાગવત્

"જેનું મન હંમેશાં શંકાશીલ રહેછે તે આ લોકમાં અગર પરલોકમાં કયાંય પણ સુખી થઇ શકતો નથી."

૧૧૨ ગીતા.

"જેઓ મારી (ઇશ્વર) પાસે આ દુનીઆનાં સુખોની માગણી કરે છે તેમના જેવો બીજો કોઇ દુઃખી નથી."

૧૧૩ ભાગવ .

"હે અર્જુન! જે માણસ, જયારે કર્મ ન કરવું જોઇએ ત્યારે કરે છે, અને કરવું જોઇએ ત્યારે નથી કરતો તે માણસ ખરાબમાં ખરાબ છે."

૧૧૪ મહાભારત.

"જે [ઇશ્વરની] ભકિત કરતો નથી તેનો આ દુનીઆમાં અથવા પરલોકમાં કયાંય પણ ઉદ્ધાર નથી."

૧૧૫ ગીતા

"જે બહારથી પોતાની ઇંદ્રિયોપર કાબુ રાખે છે પણ જે મનમાં ઇંદ્રીય સુખનું રટણ કરેછે તે દંભી છે."

૧૧૬ ગીતા.

જે લોકો લોભી અને હલકા મનના છે; જે માત્ર પોતાનાં શરીરનાં સુખોનીજ દરકાર રાખે છે; અને જે લોકો અદેખા અને વેરથી ભરેલા છે તે મને સમજી શકતા નથી.

૧૧૭ ભાગવત

"નર્કનાં દ્વાર ત્રણ છે; કામ, ક્રોધ અને લોભ."

૧૧૮ ગીતા.

"આસકિત લાલસા એજ ચિંતાનું મૂળ છે."

૧૧૯ માહાભારત.

"આ દુનિઆનાં સુખોની તૃષ્ણા રાખવી એ ખરાબમાં ખરાબ પાપ છે અને બધાં દુઃખોનું કારણ છે."

૧૨૦ માહાભારત.

"વેદ પોકરે છે "કર્મ કર, પણ સ્વાર્થ રાખ્યા વગર કર."

૧૨૧ માહાભારત.

"તદન મૂર્ખ અને અતિશય બુદ્ધિવાન્, એ બેનેજ આ દુનિયાંમાં સુખ મળે છે. જે અરધો ડાહ્યો અને અરધો ગાંડો હોય તેતો દુઃખીજ થાય છે."

૧૨૨ સુભાષિત.

"પગે ચાલીને મજલ કાપવી, ભાન વગર ભોજન કરવું અને બેકદર ઉપરીની નોકરી કરવી, આ દરેક બાબત મહા દુઃખરૂપ છે."

૧૨૩ સુભાષિત.

"અદેખાઇ કરનાર, દયાવાન્, અસંતોષી, ક્રોધી, હંમેશાં શંકાવાળો, અને પારકા ઉપર જીવનાર, એ ૭ દુઃખ ભોગવનારા છે."

૧૨૪ સુભાષિત.

"હે અર્જુન! ધર્મ ઉપર શ્રધ્ધા વગરના પુરૂષો મને પામતા નથી; પરંતુ મૃત્યુ અને સંસારના માર્ગમાં રહી દુઃખી થાય છે."

૧૨૫ ગીતા.

"હમેશાં માંદો રહેનાર, બારે માસ મુસાફરી કરનાર, પારકાનું અન્ન ખાઇ જીવનાર, અને પારકાં ઘરમાં રહેનાર–આ માણસો જીવતા છતાં મરેલા જાણવવા."

૧૨૬ સુભાષિત.

"જે ખરાબ રસ્તે ચાલે છે તેને સગો ભાઇ પણ તજી દે છે."

૧૨૭ સુભાષિત.

## ક્ષમા

"ક્ષમા, આલોક અને પરલોક બન્નેમાં સુખ આપનારી છે. પરંતુ તેનામાં એક ખોટ છે કે ક્ષમાવાન માણસોની ક્ષમા તેમની અશક્તિને લીધે છે એમ લોકો ખોટો અર્થ કરે છે."

૧૨૮ આપસ્તંભ.

"ક્ષમા, એ મોટામાં મોટો ગુણ છે."

૧૨૯ માહાભારત.

"આપણી મોટામાં મોટી ફરજ એ છે કે કોઇ પણ પ્રાણીને ઇજા ન કરવી."

૧૩૦ માહાભારત.

"ક્ષમા, એ નબળાનું જોર છે; બળવાનનું તે ઘરેણું છે; આ દુનિઆમાં ક્ષમા બધાંને વશ કરી શકે છે; ક્ષમાથી શું નથી થઇ શકતું?"

૧૩૧ માહાભારત

"ક્ષમા એ મોટું દાન છે: ક્ષમા એજ સત્ય છે; ક્ષમા એજ યજ્ઞ છે; ક્ષમા એજ કીર્તિ છે; ક્ષમામાંજ બધા સદ્ગુણોનો સમાવેશ થાય છે, એટલુંજ નહિ, પરંતુ આ દુનિઆંનો પાયોજ ક્ષમા છે."

૧૩૨ રામાયણ.

"ક્ષમાના જેવું બીજું તપ નથી. સંતોષના જેવું બીજું સુખ નથી. લોભ જેવો બીજો રોગ નથી, અને દયા જેવો બીજો ધર્મ નથી."

૧૩૩ સુભાષિત.

"ક્ષમા, એ વિદ્વાન માણસની શોભા છે."

૧૩૪ સુભાષિત.

## પરોપકાર

"પ્રાણ અને ધનવડે પણ પરોપકાર કરવો. કારણ કે, સેંકડો યજ્ઞો કરવાથી પણ પરોપકારના જેવું પુણ્ય થતું નથી."

૧૩૫ સુભાષિત

"સૂરજ, ચંદ્ર વરસાદ, ઝાડ, નદી, ગાય અને સજ્જનોને ઇશ્વરે પરોપકાર માટેજ બનાવેલાં છે."

૧૩૬ સુભાષિત.

"જે માણસ પરોપકાર નથી કરતો તેના કરતાં ઘાસપણ વધારે સારૂં છે. કારણ કે જનાવરોનું તે પોષણ કરે છે અને લડાઇમાં ભય પામેલાને બચાવે છે."

૧૩૭ સુભાષિત.

"વિષ્ણુ ભગવાને પરોપકાર અને મોક્ષને તોળી જોયા તેમાં પરોપકાર ભારે થયો; એટલા માટેજ પરોપકાર કરવાને તેણે દશ અવતાર લીધા."

૧૩૮ સુભાષિત

"પરોપકાર રહિત મનુષ્યને ધિક્કાર છે. પશુઓને ધન્ય છે, કે જેઓનું ચામડું પણ ઉપકાર કરશે."

૧૩૯ સુભાષિત

"ઝાડ પારકાને માટેજ ફળો પેદા કરે છે. નદી પારકાના ઉપયોગ માટેજ વહે છે. ગાય પારકાને માટેજ દુઝે છે અને આપણું શરીર પણ પરોપકાર માટેજ છે."

૧૪૦ સુભાષિત

"તમારા હાથેથી અગર તમારા ઘરમાંથી કંઈ ભલે નં આપો, પણ પરોપકાર અર્થે બે શબ્દો બોલવામાં લોભ શા માટે કરો છો?"

૧૪૧ સુભાષિત

"પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને જે પરોપકાર કરે છે તે ઉત્તમ મનુષ્યો છે; પોતાનો સ્વાર્થ સાચવીને પછી જે પરોપકાર કરે છે તે સાધારણ મનુષ્યો છે; પોતાના સ્વાર્થ માટે જે પારકાનું હિત બગાડે છે તે મનુષ્યો રાક્ષસો સમાન છે. અને કંઈપણ કારણ વગર, પારકાનું હિત બગાડે છે તેને શું ઉપમા આપવી તે કહી શકાય તેવું નથી."

૧૪૨ ભર્તૃહરિ.

"સજ્જનો પૈસો મેળવે છે તે પરોપકાર માટેજ મેળવે છે, જેમ વાદળાંઓ પાણી ચૂસે છે તે વરસાદ રૂપે પાછું આપવા માટેજ."

૧૪૩ કાલીદાસ

"સત્પુરૂષોની સંપત્તિ દુઃખીનાં દુઃખ નિવારણને માટેજ હોય છે."

૧૪૪ કાલીદાસ

"મહાત્માઓને આખી થ્વીના જીવો પોતાના કુટુંબી જેવા છે."

૧૪૫ હિતોપદેશ

"મહાત્મા પુરૂષ પૈસાને તૃણ જેવો ગણે છે."

૧૪૬ હિતોપદેશ

"સારા માણસો પોતાનાપર કરેલા ઉપકારને ભુલી જતા નથી."

૧૪૭ ભર્તૃહરિ

"મહાત્માઓ ગમે તેવી કિંમતી વસ્તુ હોય તે પણ ન આપી શકે એવું નથી." ૧૪૮ ,,

મહાત્મા પુરૂષો પોતાને શરણે આવેલાના ગુણ કે દોષ જોતા નથી"

૧૪૯ સુભાષિત.

"પારકાના હિતમાં ગુંથાયેલાઓને પોતાના સ્વાર્થની દરકાર રહેતી નથી."
૧૫૦ સુભાષિત.

"પરોપકાર કરવાથી જે પુણ્ય થાય છે તે સો યજ્ઞો કર્યાથી પણ થતું નથી."
૧૫૧ સુભાષિત.

"મહાત્માઓનો વૈભવ પરોપકાર માટેજ હોય છે."
૧૫૨ સુભાષિત

"એવાઓનો (મહાન પુરૂષોનો) જન્મ દુનિઆપર ઉપકાર કરવા વાસ્તેજ હોય છે."
૧૫૩ સુભાષિત

"દુર્જનને ઉપકાર કરી શાંત પાડવો, અપકાર કરવો નહિ."
૧૫૪ કાળીદાસ

"ફળ આવે છે ત્યારે વૃક્ષો નમી જાય છે; નવાં જળથી વાદળાં નમી જાય છે તેમ સમૃદ્ધિથી સત્પુરૂષો નમે છે. વિવેકી અને પરોપકારી થાય છે) પરોપકારીઓનો એ સ્વભાવજ છે."
૧૫૫ ભર્તૃહરિ

સૂર્ય પોતાની મેળેજ કમળપુલોને ખીલવે છે (તેને વિનંતિ કરવી પડતી નથી); ચંદ્રપણ પોતાની મેળેજ પોયણા (એક જાતનું કમળ) ને પ્રફુલ્લિત કરે છે; વાદળાં પણ પ્રાર્થના કર્યા વગરજ, જળ આપે છે; તેમજ સત્પુરૂષો, પણ પોતાની મેળેજ પરોપકારમાં મંડયા રહે છે."
૧૫૬ ભર્તૃહરી

## ઉદ્યમ

"ઉદ્યમથીજ કામ પાર પડે છે; માત્ર વિચાર કરવાથી કંઇ કાર્ય સિદ્ધ થતું નથી. જેમ કે સિંહ સુતો હોય તો તેના મોઢામાં કાંઇ હરણ આવીને પડતાં નથી. તે તો પોતે ઉઠીને ભ્હાકાર કરે ત્યારેજ ખાવાનું મળે છે."
૧૫૭ સુભાષિત.

"ઉદ્યમ જરૂર કરવો કારણકે તેથીજ ફળ મળે છે. બિલાડીને ઘેર ગાય હોતી નથી. પરંતુ તે ઉદ્યમ કરે છે તો દરરોજ દુધ પીએ છે"

૧૫૮ સુભાષિત.

"જે માણસ ઉદ્યમ નથી કરતો અને નશીબ ઉપર આધાર રાખીને બેસે છે તે પત્થરના ઘડેલા સિંહ જેવો છે; તેનાં માથા ઉપર કાગડા પણ આવીને બેસે."

૧૫૯ સુભાષિત

"જેમ એકજ પૈડાંથી ગાડી ચાલતી નથી તેમ ઉદ્યમ વગર, એકલું નશીબ પણ કંઇ કામનું નથી. માટે કેવળ નશીબ ઉપર આધાર ન રાખતાં ઉદ્યોગ કરવો."

૧૬૦ સુભાષિત.

"આળસ માણુસના શરીમાં રહેલો મોટો દુશ્મન છે; ઉદ્યમના જેવો બીજો કોઇ મિત્ર નથી. ઉદ્યમ કરવાથી માણસ નાશ પામતો નથી."

૧૬૧ ભર્તૃહરિ.

"પ્રાણી માત્રને ઉદ્યોગ કર્યા સિવાય સંપત્તિ મળતી નથી. દેવતાઓએ પણ સમુદ્રને વલોવ્યો ત્યારે અમૃત મેળવી શકયા."

૧૬૨ સુભાષિત.

"કોઈ જાણતું નથી કે કાલે કોનું શું થશે. માટે કાલે કરવાનું કામ બુદ્ધિમાન માણસે આજેજ કરવું."

૧૬૩ સુભાષિત.

"જે ઉદ્યોગી અને ધીરજવાળો છે તેને કંઇ પણ ન મળી શકે તેવું નથી (જે તે ધારે તે મેળવી શકે છે)."

૧૬૪ સુભાષિત.

"ઉદ્યોગ એજ મરદાઇનું લક્ષણ છે."

૧૬૫ સુભાષિત.

"મનુષ્ય એકલોજ હોય, ઘરબાર વગરનો હોય, તોપણ જો ઉદ્યોગી હોય તો તે લક્ષ્મી મેળવે છે."

૧૬૬ સુભાષિત.

"લીધેલું કામ પાર પાડવું એજ સારા માણસોનું વ્રત છે."

૧૬૭ ભર્તૃહરિ.

"ધીર પુરૂષોનો આ સ્વભાવ છે કે જેમ જેમ મુશ્કેલી આવતી જાય તેમ તેમ તેઓ વધારે દૃઢ બનતા જાય છે."

૧૬૮ સુભાષિત.

## ૭ ક્રોધ

"ક્રોધને પ્રેમથી જીતો."

૧૬૯ બુદ્ધ.

"જેણે ક્રોધને જીત્યો છે તેજ ડાહ્યો માણુસ છે."

૧૭૦ ગીતા.

"ક્રોધ બધું ચોરી જાય છે. તપ, યજ્ઞ અને દાનથી જે પુણ્ય મેળવ્યું હોય છે તે ક્રોધ લુટી લે છે. માટે દરેક ઉપાય વડે ક્રોધનો નાશ કરો."

૧૭૧ રામાયણુ.

"આપણા શરીરની અંદર રહેલો ક્રોધ જેવો આપણો નાશ કરી શકે છે તેવો નાશ તીક્ષ્ણુ તલવાર, અથવા ક્રોધે ભરાયેલો સર્પ પણ કરતો નથી."

૧૭૨ આપસ્તંભ

"ક્રોધી મનુષ્યને શું બોલાય અને શું ન બોલાય તેનું ધ્યાન રહેતું નથી. ક્રોધી મનુષ્ય શું ખરાબ કામ નહિ કરે અને શું ન બોલવાનું નહિ બોલે તે કહી શકાતું નથી."

૧૭૩ માહાભારત.

"ક્રોધ અનર્થનું મૂળ છે. ક્રોધ એજ સંસારનું બંધન છે; ધર્મનો ક્ષય કરનાર પણ ક્રોધ છે; માટે ક્રોધનો ત્યાગ કરવો."

૧૭૪ સુભાષિત.

"જેણે ક્રોધને જીત્યો છે તેણે આખી દુનીયાં જીતી છે."

૧૭૫ સુભાષિત.

"ક્રોધથી માણસ પોતાનું માન ગુમાવે છે."

૧૭૬ સુભાષિત.

## લોભ

"લોભી માણસ હોય છે તે ઇશ્વર, ગુરૂ, માબાપ કે મિત્રો કોઇની પણ સગાઈ રાખતો નથી."

૧૭૭ નીતિશાસ્ત્ર.

"લાભ થવાની આશામાં મેં હલકા માણસોનાં અપમાનો પણ સહન કર્યાં, મારૂં હૃદય દુઃખી અને દીલગીર હતું તોપણ મેં આસુંઓ અટકાવી રાખ્યાં અને મ્હોંડું પરાણે હસતું રાખ્યું; મેં મારી લાગણીઓને પણ દબાવી અને મૂર્ખાઓને પણ હું નમ્યો. આશા! તારે હજી મને કેટલો નીચો પાડવો છે?"

૧૭૮ ભર્તૃહરી

"લોભજ બધાં દુઃખોનું મૂળ છે."

૧૭૯ બુદ્ધ.

"ભાઇઓ મારે તમને આટલીજ શિખામણ આપવાની છે: લોભ રૂપી વૃક્ષનાં મળ ઉખેડી નાંખો."

૧૮૦ બુદ્ધ.

"જે ઝાડનાં મુળ ઉખેડી નથી નાંખ્યાં, તે ઝાડને કાપી નાખ્યુ હોય તોપણુ ફરી ઉગે છે; જો લોભનું મુળ કાયમ હોય છે, તો દુઃખ ફરીથી જન્મ પામે છે."

૧૮૧ બુદ્ધ.

"ડાહ્યા માણસો કહી ગયા છે કે લોઢાંની સાંકળોથી અથવા દોરડાંથી માણસને કેદ કરી શકાતો નથી; પણ જેને પૈસા, સ્ત્રી અને સંતાનોનો લોભ હોય છે તેજ માણસ ખરેખરો કેદી છે.

૧૮૨ બુદ્ધ.

" અસંતોષી માણસ હોય તેજ ખરેખરો ગરીબ છે."

૧૮૩ ભાગવત્.

" લોભી માણસ પ્રથમ પૈસો મેળવવા માટે કાલાવાલા કરે છે. પૈસો મળ્યા પછી બડાઇ કરે છે. અને પૈસાનો નાશ થયા પછી પાછો શોક કરે છે, માટે જે સંતોષી છે તેજ સુખે રહે છે."

૧૮૪ સુભાષિત.

" સર્પો પવન ખાઇને જીવે છે, તોપણ, તેઓ નબળા નથી. વનના હાથીઓ સુકું ઘાસ ખાય છે તોપણ બળવાન હોય છે. ઋષિઓ ફળ ઉપરજ જીવે છે; તેથી સંતોષ એજ સુખનો ભંડાર છે."

૧૮૫ સુભાષિત

"આશા એ એક લોઢાની વિચિત્ર સાંકળ છે; તેનાથી બંધાયેલા લોકો દોડે છે; અને તેનાથી મુકત થયેલા લોકો પાંગળાની પેઠે ઉભા રહે છે."

૧૮૬ સુભાષિત

" જે આશાના દાસ છે, તે સર્વ લોકોના દાસ છે. અને જેઓની આશા દાસી છે તેમના સર્વ લોકો દાસ છે."

૧૮૭ સુભાષિત

" ખરાબ રસ્તાથી મેળવેલા વૈભવ કરતાં ગરીબાઇ સારી છે. જેમ કે શરીર દુબળું હોય તે ઉત્તમ પણ સોજા થવાથી જાડું થાય તે નકામુ.'

૧૮૮ સુભાષિત.

"કીડીઓએ ભેગું કરેલું ધાન્ય, માખીઓએ ભેગું કરેલું મધ, અને લોભીઆએ ભેગો કરેલો પૈસો—એટલાંનો સમૂળગો નાશ થાય છે."

૧૮૯ સુભાષિત

"ક્રૂરતા, કારણ વગર કજીયો કરવો, બીજાના પૈસાનો લોભ રાખવો, અને પોતાનાં સગાં અને સારા માણસોનો દ્વેષ કરવો, આ દુષ્ટનાં લક્ષણ છે."

૧૯૦ ભર્તૃહરી.

"પ્રથમ તો ધન મેળવવુંજ બહુ મુશ્કેલ છે; તેમ છતાં જો ધન મળ્યું તો તે સાચવી રાખવું મુશ્કેલ છે; અને જો મેળવેલાં ધનનો નાશ થાય છે તો લોભીને મૃત્યું જેવું દુઃખ થાય છે; માટે લોભ રાખવો નહિ."

૧૯૧ હિતોપદેશ.

"જેમ બિલાડી દુધને જુએ છે પણ પોતાનીપર પડવાનો લાકડીનો ઘા જોતી નથી, તેમ લોભી ધનને જુએ છે; પણ તેમાંથી દુઃખ થાય છે તે જોતો નથી."

૧૯૨ સુભાષિત.

"લોભીના જેવો કોઇ દાતા થયો નથી અને થશે પણ નહીં. કારણ કે લોભી સ્પર્શ કર્યા સિવાય પોતાનું ધન બીજાને આપે છે (લોભી પોતાના ધનનો ઉપભોગ કરતો નથી. તેના વારસો તેને ભોગવે છે.)

૧૯૩ સુભાષિત.

"પૈસાના લોભથી પૃથ્વીને ખોદી, પર્વતની ધાતુઓને ગાળી, નદીઓના પતિ સમુદ્રને ખેડયો, મહા મહેનતે રાજાને સંતોષ્યા, અને મંત્ર સાધવાને શ્મશાનમાં રાત્રિઓ કહાડી, તોપણ ફુટી બદામે મળી નહિ; માટે હે તૃષ્ણા! હવે તો તું મને છોડ."

૧૯૪ ભર્તૃહરિ.

"ચાલી શકાય નહિ એવા જંગલી દેશોમાં ફર્યો, પણ કંઈ ફળ ન મળ્યું; સાચવવા યોગ્ય જાતિ અને કુલાભિમાન મૂકીને ચાકરી કરી, તે પણ નિષ્ફળ ગઇ; પારકે ઘેર માન રહિત અને કાગડાની પેઠે શંકાશીલ રહેતાં પેટ ભર્યું, તોપણ પાપમાં આસકત એવી હે તૃષ્ણા! તું તો દિવસે દિવસે વધતીજ ગઇ; પણ આટલું આટલું થતાં એ સંતોષ પામી નહિ."

૧૯૫ ભર્તૃહરી.

"મુખ ઉપરની ચામડીમાં કરચલીઓ પડી ગઇ, માથાંના વાળ ધોળા થઇ ગયા, શરીરનાં અંગો શિથિલ થઇ ગયાં, પણ આ તૃષ્ણા તો દિવસે દિવસે તરૂણ (વધતી) થતી જાય છે. (ઘરડા થયા તોપણ લોભ મટયો તો નહિ પણ વધતો ગયો.)"

૧૯૬ ભર્તૃહરિ.

## પ્રશ્નોત્તરમાલા.

સ. મોક્ષ વૃક્ષનું બીજ શું? જ. ક્રિયાસહિત ઉત્તમ જ્ઞાન.

૧૯૭

„ પંડિત કોણ? „ વિચારવાન પુરૂષ.

૧૯૮

„ મનુષ્યમાં ઇચ્છવા યોગ્ય શું? „ બીજાના અને પોતાના હિતાર્થે જન્મનું સાર્થક કરવું તે.

૧૯૯

„ દુઃખ કયું? „ અસંતોષ.

૨૦૦

„ લઘુપણું શું? „ અધર્મી પાસે યાચના કરવી તે.

૨૦૧

„ જાગતું કોણ? „ વિચારવાન પુરૂષ.

૨૦૨

,, નિદ્રા કઇ ? મરણ કયું ? ,, લોકોનું મૂર્ખપણું એજ નિદ્રા અને મરણ. ૨૦૩

,, કમળના પાંદડાપરના જળ જેવું ચંચળ કોણ } જુવાની, ધન અને આયુષ્ય. ૨૦૪

,, નર્ક શું ? ,, પરતંત્રતા ૨૦૫

,, જીવો એ ત્યાં સુધી બાણુંનીપેઠે સાલે શું ? ,, છુપું પાપ. ૨૦૬

,, યત્ન કયાં કરવો ? ,, વિદ્યાભ્યાસ જેવા વિષયમાં ૨૦૭

,, ત્યાગ કોનો કરવો ? ,, દુષ્ટો અને પારકા ધનનો

,, રાત્રી અને દીવસ શાનું ? મનન કરવું ,, સાર અને અસાર શામાં છે તેનું ૨૦૮

,, દેવ સરખો વંદવા યોગ્ય કોણ? ,, દયાવાન પુરૂષ. ૨૦૯

,, લોકો કોને વશ રહે છે ? ,, સત્ય, પ્રિય અને નમ્ર ભાષણ કરનારને ૨૧૦

,, કયાં વાસો કરવો ? ,, ન્યાયના માર્ગમાં કે સજ્જન સમીપ ૨૧૧

,, બ્હેરૂં કોણ ? ,, જે હિતની વાત સાંભળે નહીં તે. ૨૧૨

સ. મુંગો કોણ ? ,, જેને સમય ઉપર પ્રિય ભાષણ કરતાં આવડતું નથી તે. ૨૧૩

,, મિત્ર કોણ ? ,, જે પાપી કર્મ કરતાં રોકે છે તે ૨૧૪

,, અલંકાર શું ? ,, સારો સ્વભાવ ૨૧૫

,, વાણીનું ભુષણ શું ? ,, સત્ય ભાષણ ૨૧૬

,, શોચનીય વાત કઇ ? ,, પૈસો હોય છતાં લોભ
,, કુટુંબનો સૂર્ય કોણ ? ,, ગુણવાન છતાં નમ્ર હોય તે ૨૧૭

,, લક્ષ્મી કોને વરે છે ? ,, આળસ ન રાખી, જે નીતિથી ચાલે છે તેને ૨૧૮

,, આંધળો કોણ ? ,, પરલોકનો જે વિચાર નથી કરતો તે ૨૧૯

,, કોની સભામાં ન જવું ? ,, જે સભામાં ડાહયો મંત્રી ન હોય ત્યાં ૨૨૦

,, પ્રાણથી પણ અધિક ,, કુળ, ધર્મ ને સાધુ સંતોની કોની રક્ષા કરવી ? ૨૨૧

શ્રીમદ્ શંકરાચાર્યાઃ

## કાળ

## સામાન્યજાતિ

"કાળ, એ સાત કિરણોવાળો, જેની કદી શકિત ઓછી થતી નથી એવી હજાર આંખોવાળો, સંપૂર્ણ ફળ આપનાર, એક રથ છે, જે આપણને અગાડી અને અગાડી લઇ જાય છે. ચતુર, ડાહ્યા પુરૂષોજ તેમાં બેસી શકે છે. (તેને વશ કરી શકે છે અર્થાત્ તેનો લાભ લઇ શકે છે) બધી દુનિઆંઓ તેનાં પૈડાં છે. ૨૨૨

"આ પ્રમાણે કાળરૂપી રથ સાત પૈડાંથી ચાલે છે; તેને સાત નારખાં છે; અમરપણું એની ધરી છે." ૨૨૩

"કાળેજ બધી દુનિઆંઓ પેદા કરી છે અને તેઓને વીંટાઇ રહયો છે. પહેલાં તે દુનિઆંનો પિતા થયો અને પછી તેમનો પુત્ર થઇ બેઠો. તેનાથી વધારે શક્તિવાળી સત્તા કોઇ નથી." ૨૨૪

"કાળે આકાશ અને પૃથ્વી પેદા કર્યા છે. કાળથીજ ગતિવાળા થઇને 'ભૂત' અને 'ભવિષ્ય' રહી શકે છે."

૨૨૫ ઋગ્વેદ.

"જુગારીની મા અને સ્ત્રી, અન્ન અને વસ્ત્રવિના દુઃખી હોય છે. જુગારી હંમેશાં કરજમાંજ ડૂબેલો રહે છે; અને પૈસા માટે બીજા લોકોનાં ઘર તરફ, રાત્રે, છુપાતો છુપાતો જાય છે.
(ચોરી કરવા માટે)" ૨૨૬ ઋગ્વેદ

"તમારા અગર પારકાના સારા વિચારોને સમજી શકતાં અને વખાણતાં શીખો. જીંદગીનું ખરૂં સુખ મેળવવામાં સારા વિચારો જેટલું બીજું કંઇ પણ તમને મદદ નહિ કરી શકે."

૨૨૭ બ્રાહ્મણ.

"જે જે વસ્તુઓને તમે ખરાબ માનતા હો તેનો વિચાર સરખો પણ નહિ કરવાની કોશીષ કરો."

૨૨૮ બ્રાહ્મણ.

"ભલા માણસની ભલાઇ શામાં છે? પૃથ્વી, આકાશ અને પાણીમાં રહેતા જીવોપર દયા રાખવામાં. શત્રુ પણ જો મદદ માગે, તો, ભલો માણસ તેને મદદ કરવાને તૈયારજ હોય છે."

૨૨૯ સાવિત્ર મહાભારત.

"જેનો નાશ થાય છે તેને અવિનાશી માનવું, અપવિત્રને પવિત્ર માનવું, ખરાબને સારૂં માનવું અને જેમાં આત્મા નથી તેમાં આત્મા છે એમ માનવું આજ આજ્ઞાન છે."

૨૩૦ પતંજલિ.

"જેને ઘેરથી અતિથિ નિરાશ થઇને પાછો જાય છે તેનું પુણ્ય તે અતિથિ લેતો જાય છે અને પોતાનું પાપ ત્યાં મુકતો જાય છે."

૨૩૧ હિતોપદેશ.

"સંકટ સમયે કામ આવે તેજ ખરો મિત્ર છે."

૨૩૨ હિતોપદેશ.

"જેમ સોનાની પરિક્ષા તેને ઘસવાથી, કાપવાથી, અગ્નિમાં નાંખવાથી અને હથોડીવતી ટીપવાથી થાય છે તેમ મનુષ્યની પરિક્ષા તેની વાતચિત, સ્વભાવ, કુળ અને ચાલચલગતથી થાય છે."

૨૩૩ હિતોપદેશ.

"દુષ્ટ માણસનો, તે વિદ્યાવાન હોય તોપણ, ત્યાગ કરવો. સર્પનાં મસ્તકપર મણિ હોય છે તોપણ માણસો તેનાથી દૂર નાસે છે."

૨૩૪ હિતોપદેશ.

"તમારા પોતાના દેશ સિવાય બીજા દેશપર પ્રેમ ન થાય તેની સંભાળ રાખો. આપણા દેશભાઇઓ સિવાય પરદેશીની નોકરી કદીપણ ન કરો. સગાઓ ફકત નામનાંજ હોય તેમનો ત્યાગ કરો. જે વસ્તુ તમારી માલિકીની નથી તે કદીપણ રાખો નહીં; અને જે ગુરૂ તમારો ઉદ્ધાર ન કરી શકે તેનો ત્યાગ કરો.

૨૩૫ નીતિશાસ્ત્ર.

"વીંછીની ફકત પુંછડીમાંજ ઝેર હોય છે; માખીનાં ફકત માથામાંજ ઝેર હોય છે; સર્પના ફકત મણિમાંજ ઝેર હોય છે; પણ દુષ્ટ મનુષ્યનું આખું શરીર ઝેરથી ભરેલું હોય છે."

૨૩૬ નીતિશાસ્ત્ર.

"જે કયારે બોલવું અને કયારે મુંગા રહેવું તે સમજે છે, જેની દોસ્તી સ્વાભાવિક અને ખરા હૃદયની છે, અને જે પોતાની શક્તિ ઉપરાંત જોખમ માથે લેતો નથી–તેજ ડાહ્યો માણસ છે."

૨૩૭ નીતિશાસ્ત્ર.

" ચંદ્ર જેમ રાત્રિની શોભા વધારે છે, સૂર્ય જેમ દિવસની શોભા વધારે છે તેમ સારાં સંતાનો પોતાનાં કુળની શોભા વધારે છે."

૨૩૮ નીતિશાસ્ત્ર.

" આપણે મરણ પામીએ છીએ ત્યારે, આખી જીંદગી પર્યંત મહા-મહેનત કરી ભેગો કરેલો પૈસો ઘરમાંજ રહે છે; આપણાં સગાં-વહાલાં અને મિત્રો સ્મશાન સુધીજ આપણી સાથે આવે છે. પરંતુ પરલોકમાં તો આપણાં પાપ અને પુન્ય જ સાથે આવે છે."

૨૩૯ નીતિશાસ્ત્ર.

" જે માણુસ સત્ય એજ માતા છે, ન્યાય એજ પિતા છે, દયા એજ સ્ત્રી છે, જે પારકાનું માન જાળવવામાંજ ખરી મિત્રતા સમજે છે, જેને ક્ષમા એજ પોતાનું સંતાન છે-આવાં સગાંઓથી વિંટાયેલો જે મનુષ્ય છે તેને કશાની બીક નથી." ૨૪૦ નીતિશાસ્ત્ર.

" તમારી સ્થીતી, તમારી સંપત્તિ, તમારા મંત્રો, તમારી શકિત, તમારૂં ધન રાખવાની જગા, તમો સારૂં કામ કર્યું હોય તે, તમારૂં અપમાન થયું હોય તે અને તમે કરજ કર્યું હોય તે કદીપણ કોઇને કહો નહી." ૨૪૧ નીતિશાસ્ત્ર.

" પોતાના રસોયા, કવિ, વૈદ, જાદુગર, દેશના અમલદારો, શ્રીમંત અને જકકી લોકો સાથે સારો સંબંધ રાખવો એ ફાયદો કરનાર છે." ૨૪૨ નીતિશાસ્ત્ર.

" જે ગામમાં મંદિર, પટેલ, નિશાળ, નદી, જોષી, અને વૈદ નથી તે ગામમાં રહેવું નહિ." ૨૪૩ નીતિશાસ્ત્ર.

" દારૂ, જેમ આપણી સ્વાદ પારખવાની શકિતનો નાશ કરે છે, તેમ ખરાબ દીકરો આખાં કુટુંબનો નાશ કરે છે."

૨૪૪ નીતિશાસ્ત્ર.

"આપણી ઇચ્છાઓને શાંત કરવાથી તેમનો નાશ થતો નથી."
૨૪૫ કપિલ.

"ગાળો આપવાથી જનાવરોને પણ દુઃખ થાય છે."
૨૪૬ બુધ્ધ.

"પાપ સહેલાઇથી અને જોત જોતામાં વધી જાય છે."
૨૪૭ બુધ્ધ.

"માણસનાં કુળની તપાસ ન કરો પણ તેની ચાલ ચલગતની તપાસ કરો."
૨૪૮ બુધ્ધ.

"બીજાના દોષો જોવા સહેલા છે; પોતાના દોષો જોવા બહુ મુશ્કેલ છે."
૨૪૯ બુદ્ધ.

"દુષ્ટ કૃત્યો કરી જીવવું તેના કરતાં સારાં કામો કરતાં મરવું એ વધારે સારૂં છે.
૨૫૦

"ખરૂં દાન તેજ કહેવાય કે જેમાં બદલાની આશા ન રાખી હોય.
૨૫૧ બુધ્ધ.

"દુષ્ટ કૃત્ય કદી છુપું રહેતું નથી." ૨૫૨ જાતકમાલા.

"સન્મિત્રનાં લક્ષણ ટુંકામાં કહું છું. જયારે આપણે ખોટું કરતા હોઇએ, ત્યારે તે ચેતવે છે; સારૂં કરતાં હોઇએ, ત્યારે તેમાંજ મંડી રહેવા આગ્રહ કરે છે; અને જયારે સંકટ અથવા ભયમાં હોઇએ ત્યારે તેમાં મદદ કરે છે, ઓછું કરે છે અથવા તેમાંથી છોડાવે છે."
૨૫૩ બુધ્ધ.

"આપણા ખરાબ વિચારો અને આપણે બોલેલા ખરાબ શબ્દો આપણને જ નુકશાન કરે છે."
૨૫૪ બુધ્ધ.

મૂર્ખ માણસ "હું એકલો જ છું" એમ ધારીને પાપ કરે છે: પરંતુ દુનીયાંમાં તદ્દન એકાંત સ્થળ છેજ નહી. ખરાબ કામનો સાક્ષી તો આત્માજ પુરે છે કે જે બીજા માણસ કરતાં વધારે ચાલાક છે.
૨૫૫ જાતકમાલા.

"બહારના દેખાવપરથીજ કોઈના વિષે અભિપ્રાય બાંધવો એ વ્યાજબી નથી. ૨૫૬ બૌધ સા હત્ય.

"જેને પોતાની મૂર્ખાઇનું ભાન છે તેજ ડાહ્યા છે; અને જે મૂર્ખો પોતાને ડાહ્યો માને છે તેજ ખરેખરો મૂર્ખ છે. ૨૫૭ બુદ્ધ.

"બધાં પ્રાણીઓને મારનો ડર હોય છે, બધાને જીંદગી વહાલી હોય છે; તેથી તેમને તારા જેવાં ગણ અને તેમને માર માર નહી અગર તેમની હિંસા ન કર. ૨૫૮ બુદ્ધ.

"કામના જેવો બાળનાર બીજો અગ્નિ નથી; ધિક્કાર ઉત્પન્ન કરનાર પાપ જેવું બીજું કમનશીબ નથી; શરીરનાં દુ:ખો જેવું બીજું દુ:ખ નથી; અને શાંતિ જેવું બીજું કોઇ સુખ નથી." ૨૫૯ બુદ્ધ.

"જેનું ચિત્ત સ્થિર નથી તેને ચીડવો નહિ અગર તેનું અપમાન કરો નહિં! ૨૬૦ ભાગવત.

"બીજાઓ અપમાન કરે અથવા ગાળો આપે તે શાંતિથી સહન કરો; તેનાથી ઉશકેરાઓ નહી." ૨૬૧ ભાગવત.

"મહાત્માઓનો આ સ્વભાવજ છે કે, પોતાને ઘેર અતિથિ આવે તો, પોતાની પાસે જે હોય તે તેને અર્પણ કરે છે." ૨૬૨ ભાગવત.

"જે પૈસા અગર સત્તાના મદથી મને (ઇશ્વરને) ભુલી જાય છે, તેના ઉપર હું દયા કરીને, તેને મોટાઇપરથી પાડી નાખું છું અને એવી રીતે તેનો ઉદ્ધાર કરૂં છું." ૨૬૩ ભાગવત.

"દુઃખ સહન કરવાની શક્તિ તેજ ધીરજ છે."
૨૬૪ ભાગવત.

"મનને મારવું તે જ ખરૂં તપ છે." ૨૬૫ ભાગવત.

"જીવતાં પ્રાણીઓને દુઃખ ન દેવું તેજ પરમ જ્ઞાન છે."
૨૬૬ ભાગવત.

"જે માણસ ગુસ્સામાં હોય તેની સાથે ગુસ્સો થાઓ નહિ; તમને શ્રાપ આપે તો તમે તેને આશીર્વાદ આપો. ૨૬૭ મનુ.

"ક્રોધ અને સંતાપને વશ કરો; ધીરજ રાખો; અપમાન સહન કરો; અને હંમેશાં આનંદમાં રહો. ૨૬૮ રામાયણ.

"બહાદુર લડવૈયો, વિદ્વાન્ માણસ, અને ખુબસુરત સ્ત્રી આ ત્રણે જ્યાં જાય છે ત્યાં માન પામે છે." ૨૬૯ નીતિ શાસ્ત્ર.

"સદ્ગુણી મનુષ્ય ચંદનવૃક્ષ જેવો છે. તે પોતાનો નાશ કરનાર કુહાડીને સુગન્ધી બનાવી દે છે." ૨૭૦ નીતિશાસ્ત્ર

"તાળી મિત્રપર ભરોસો ન મુકતાં તેનાથી ચેતતા રહેવું. મરજી વિરૂદ્ધ પરાણે કોઇપાસે કામ કરાવીએ તેમાંથી ફાયદાની આશા રાખવી નહિ; અને જે દેશમાં અન્યાય ચાલી રહ્યો હોય તેમાં રહેવાથી આફત સિવાય બીજું કંઇ મળવાનું નથી એમ ખ્યાલ રાખવો.
૨૭૧ નીતિશાસ્ત્ર

"યુદ્ધમાં લડવું તે સહેલું; છે પણ અભિમાન અગર ગર્વ રાખ્યા સીવાય દાન આપવું એ સહેલું નથી." ૨૭૨ મહાભારત

"માણુસ બીજાને મૂર્ખ ગણે છે પણ પોતાની તપાસ કરતો નથી; બીજાના દોષો ગાય છે પણ પોતાને શિક્ષા કરવાનું સુજતું નથી.
૨૭૩ મહાભારત

" ચાડી, અદેખાઇ, અભિમાન, દંભ નાસ્તીકતા, આત્મશ્લાઘા નિંદા, લોભ, કેફ અને ક્રોધ—આ સઘળાંનો ત્યાગ કરવો એ બધી વર્ણોની ફરજ છે." ૨૭૪ વસિષ્ટ સંહિતા.

" પવિત્ર રહો, દુનીયાપર પ્રેમ રાખો અને પરોપકાર કરો."
૨૭૫ બુદ્ધ

" પુત્રોએ માબાપનું ભરણ પોષણ કરવું. કુટુંબને લગતી પોતાની બધી ફરજો બજાવવી; પોતાની મિલ્કતને સંભાળવી અને વધારવી; અને પોતાનાં માબાપોને માનપૂર્વક હંમેશાં સંભારવા. ૨૭૬ બુદ્ધ

" વિદ્યાર્થીઓએ ગુરૂને માન આપવું અને ગુરૂએ શિષ્યોપર પ્રેમ રાખવો." ૨૭૭ બુદ્ધ

" પોતાનાં માબાપ, મિત્રો ઓળખીતા અને સગાંવહાલાંઓ તરફ આપણી ફરજ બજાવવી એજ ખરો ધર્મ છે." ૨૭૮ અશોક

" પોતાના ધર્મનાં વખાણ ન કરવાં; બીજાના ધર્મની કારણ સિવાય નિંદા ન કરવી. પણ દરેક પ્રસંગે બીજાના ધર્મને માન આપવું."
૨૭૯ અશોક

" જે દેશમાં આપણું ગુજરાન ન થાય તે દેશનો ત્યાગ કરવો; કપટી મિત્રનો પણ ત્યાગ કરવો; અને જીવને જોખમમાં નાંખે એવાં ધનનો ત્યાગ કરવો." ૨૮૦ સુભાષિત

" સ્નેહ વગરના સગા ભાઇનો પણ ત્યાગ કરવો; તો પછી બીજા દુષ્ટ લોકોનો ત્યાગ કરવો એમાં નવાઇ શી! ૨૮૧ સુભાષિત.

" જેઓ પોતે પોતાની જાતથી પ્રસિદ્ધિ મેળવે તે ઉત્તમ જાણવા; પિતાથી પ્રસિદ્ધિ મેળવે તે મધ્યમ જાણવા; મોસાળ પક્ષથી પ્રસિદ્ધિ મેળવે તે અધમમાં અધમ જાણવા." ૨૮૨ સુભાષિત.

"પોતાનાં આચરણથીજ માણસ નાનો અથવા મોટો થઇ શકે છે; કૂવો ખોદનાર દિવસે દિવસે નીચો જાય છે અને હવેલીનો બાંધનાર ઉંચો જાય છે." ૨૮૩ સુભાષિત

"દુઃખ પડવાથી વ્યાકુળ થયા હોઇએ તો પણ મનમાં ઇશ્વરનું સ્મરણ કરવું. ભીષ્મ પિતામહ બાણ શૈય્યાપર સુતેલા હતા, તોપણ, પરમાત્માનું સ્મરણ કરતા હતા." ૨૮૪ સુભાષિત

"સારા બોલ બોલવાથી દરેક માણસ પ્રસન્ન થાય છે, માટે હમેશાં સારૂંજ બોલવું; સારાં વચન બોલવામાં લોભ શા માટે કરવો."

૨૮૫ સુભાષિત

"જે દેશમાં માન ન મળતું હોય, જ્યાં વિદ્યાભ્યાસ ન થતો હોય ત્યાં એક દિવસ પણ રહેવું નહિ." ૨૮૬ સુભાષિત

"પોતાના બુદ્ધી પ્રમાણે ચાલવાથી સુખ થાય છે; ગુરૂ કરે તે પ્રમાણે ચાલવાથી વિનાશ થાય છે. ૨૮૭ સુભાષિત

"વંશપરંપરાથી ચાલી આવેલી વિદ્યા અને લક્ષ્મીથી વિદ્વાન અને મોટા મનના માણસોને ગર્વ થતો નથી." ૨૮૮ સુભાષિત.

"ટીપું ટીપું પાણી પડવાથી જેમ સરોવર ભરાય છે, તેમ વિદ્યા ધર્મ, અને પૈસો એ થોડે થોડે મેળવાય છે." ૨૮૯ સુભાષિત

"પંડિતોની સોબત, પંડિતોની મિત્રતા, અને પંડિતોની સાથે ભાષણ કરવાથી દુઃખ પ્રાપ્ત થતું નથી" ૨૯૦ સુભાષિત

"પક્ષીઓમાં કાગડો ચંડાળ છે, પશુઓમાં મરઘો ચંડાળ છે. મુનીઓમાં ક્રોધ ચંડાળ છે, અને મનુંષ્યોમાં નિંદા કરનાર ચંડાળ છે."

૨૯૧ સુભાષિત.

“ આપવું અને લેવું, છાની વાત કહેવી અને પુછવી, ભોજન કરવું અને કરાવવું એ પ્રીતીનાં લક્ષણ છે. ” ૨૯૨ સુભાષિત

“ ઉંચા દરજ્જાનો માણસ વિનય વિનાનો હોય તો તેને માન મળતું નથી; અને નીચ હોવા છતાં જો ધર્મી અને સારી રીતભાતવાળો હોય તો તે પુજાય છે. ” ૨૯૩ સુભાષિત

“ આ દુનીઆમાં કોઇ કોઇનો મિત્ર નથી, તેમ કોઇકોઇનો શત્રુ નથી; પરંતુ કોઇપણ કારણથીજ મિત્ર કે શત્રુ બને છે.

૨૯૪ સુભાષીત.

“ શરમાળ માણસને વિદ્યા મળી હોય તો તે નકામી છે; લોભીને ધન મળ્યું હોય તો તે નકામું છે; અને બીકણ માણસમાં બળ હોય તો તે પણ નકામું છે.” ૨૯૫ સુભાષિત.

“ કોયલોનું રૂપ તે તેનો સ્વર છે; સ્ત્રીનું રૂપ પતિવ્રતાપણું છે, બેડોળ અંગવાળા માણસનું પણ વિદ્યા એ રૂપ છે; અને તપસ્વીનું રૂપ ક્ષમા છે.” ૨૯૬ સુભાષિત.

“ નીચ માણસની સાથે ક્ષણમાત્ર પણ ઉભા ન રહેવું, તેમ કયાંયે જવું પણ નહિ; જેમકે દારૂ વેચનારના હાથમાં દુધ હોય તો પણ લોકો તેને દારૂ જાણે છે. માટે નીચ માણસોનો સહવાસ ક્ષણપણ કરવો નહિ.”

૨૯૭ સુભાષિત.

“ માણસ જેમ જેમ સત્પુરૂષોની નિંદા કરે છે તેમ તેમ પોતે વધારે દુઃખી થાય છે; આકાશમાં આપણે પથરો ફેંકીએ તે આપણા માથાપરજ પડે છે.” ૨૯૮ સુભાષિત.

“ બ્રાહ્મણોનો ગુરૂ અગ્નિ છે અને સર્વ વર્ણનો ગુરૂ બ્રાહ્મણ છે. સ્ત્રીએ પોતાના પતિને ગુરૂ જાણવો અને મેમાનને સહુએ ગુરૂ સમજવો.”

૨૯૯ સુભાષિત.

"મનુષ્યે પોતાની મેળેજ પોતાનો ઉદ્ધાર કરવો, પોતાની અધોગતિ કરવી નહિ. આપણા મિત્ર અથવા દુશ્મન આપણે પોતેજ થઇએ છીએ."

૩૦૦ ગીતા.

"મનુષ્ય ભક્તિથી મને ફળ ફુલ, પાંદડું કે જળ ગમે તે આપે તેનો હું પ્રસન્ન થઇને સ્વીકાર કરૂં છું. ૩૦૧ ગીતા.

"મનુષ્ય દુરાચારી હોય પણ જો મારી (ઇશ્વરના) દૃઢ ચિત્તથી ભક્તિ કરતો હોય તો તેને સાધુ જાણવો; કારણકે તે સારે માર્ગે લાગેલો છે." ૩૦૨ ગીતા

"જે મારામાં (ઇશ્વરમાં) મન પરોવીને મારી હંમેશાં પુજા કરે છે, અને જે શ્રદ્ધાવાળા છે તેનેજ હું સારા માનું છું." ૩૦૩ ગીતા

"જેની જેવી શ્રદ્ધા હોય છે, તેવો તે થાય છે." ગીતા

"સારા, નીર્લોભી, સરળ, દાની, પ્રેમાળ, અને ડાહ્યા માણસની પાસે જ્યારે લક્ષ્મી ન જાય ત્યારે જાણવું કે તેમાં લક્ષ્મી પોતેજ ઠગાય છે."

૩૦૪ સુભાષિત

"જે માણસ ભણે, લખે, અને કોઇને પુછે અને પંડિતોનો આશ્રય લે તે માણસની બુદ્ધિ ખીલે છે." ૩૦૫ સુભાષિત

"આ દુનીયામાં ગુણને જાણનારા ઘણા થોડા હોય છે; ગરીબ સાથે સ્નેહ કરનારા થોડા હોય છે; પરોપકાર કરનારાપણ થોડાજ હોય છે; અને બીજાનાં દુઃખે દુઃખી થનારા તો કોઇકજ હોય છે."

૩૦૬ સુભાષિત

"મહેનત ક્યાં કરવી? વિદ્યાભ્યાસમાં, સારી દવા મેળવવામાં અને દાન આપવામાં." ૩૦૭ સુભાષિત

"આપણામાં શક્તિ હોય, પણ તે દેખાડીયે નહિ તો નકામી છે. દરેક લાકડાંમાં અગ્ની છે, પણ જ્યાં સુધી તેમાંથી જ્વાળા નથી નીકળતી ત્યાં સુધી કોઇ તેનાથી બીતું નથી." ૩૦૮ સુભાષિત

"કોઇની કાંઇ પણ વસ્તુ ઉપાડી જવી નહિ. મર્મ વાક્ય બોલવું નહિ, અને હંમેશાં ઇશ્વરનું ધ્યાન ધરવું તો જીંદગી આનંદમાં જાય છે."

૩૦૯ સુભાષિત.

"જે માણસ પારકાનું ભુંડું ઇચ્છે છે તે ખરાબ બુદ્ધિવાળાનું પોતાનુંજ ભુંડું થાય છે. પૂતના કૃષ્ણનો વધ કરવા ગઇ, તો પોતેજ મરણ પામી." ૩૧૦ સુભાષિત.

"આપણે મુશ્કેલીમાં હોઇએ તોપણ ધીરજ ન છોડવી; કારણકે ધીરજ રાખ્યાથી કોઇ દીવસ સારી સ્થિતિ પ્રાપ્ત થાય છે. દાખલા તરીકે સમુદ્ર આવો મોટો છે, તો પણ ખલાસીઓ ધીરજ રાખવાથી તેને તરી શકે છે." ૩૧૧ સુભાષિત.

"દાંત ઘસવામાં અને કાન ખોતરવામાં તણખલાંનો પણ ખપ પડે છે; તો પછી વાણી, મન, અને હાથ પગવાળા માણસનો ખપ કેમ ન પડે?" ૩૧૨ હિતોપદેશ.

"દેશમાં જન્મેલો હોય અને ઘણા ગુણોવાળો હોય, તોપણ માણસની પોતાના દેશમાં તો અવગણનાજ થાય છે."

૩૧૩ સુભાષિત.

"માતા, પિતા, ગુરૂ વિગેરે ખૂબ વઢે ત્યારેજ પુરૂષો પરિણામે મોટી પદવી પામે છે. જેમકે રત્નો જ્યાંસુધી શાણપર ઘસાતાં નથી ત્યાંસુધી તેમની કિંમત વધતી નથી." ૩૧૪ હિતોપદેશ.

"મુસાફરી કરવી, પંડીતો સાથે મિત્રતા,.......રાજદરબારમાં જવું, અને શાસ્ત્રોનો અભ્યાસ કરવો, એ પાંચ હુશિયારીનાં મૂળ સમજવાં."

૩૧૫ હિતોપદેશ.

"પૂરો ભરેલો ઘડો શબ્દ કરતો નથી, પણ અધૂરો ઘડો અવાજ કરે છે; તેવી રીતે વિદ્વાન અને સારાં કુળનો માણસ અભિમાન કરતો નથી, પણ ગુણ વગરના માણસોજ ગર્વ કરે છે." ૩૧૬ હિતોપદેશ.

"સાહસ કરીને કોઇપણ કામ કરવું નહિ; કારણ ઉતાવળ (સાહસ) એજ દુઃખનું મૂળ છે. વિચાર કરીને કામ કરવાવાળા પુરૂષને લક્ષ્મી પોતાની મેળેજ આવીને વરે છે." ૩૧૭ હિતોપદેશ.

"સારૂં અથવા ખરાબ કામ કરતાં પહેલાં ડાહ્યા માણસે તેનાં પરિણામનો વિચાર કરવો; કારણ કે સાહસથી કામ કરવાથી, જીંદગી પર્યંત તેનો પસ્તાવો થયા કરે છે." ૩૧૮ હિતોપદેશ.

"દુઃખ આવી પડે ત્યારે ધીરજ રાખવી, સુખના વખતમાં ફુલાઇ ન જવું, સભામાં વકતૃત્વ શકિત, યુદ્ધમાં વીરતા, કીર્તિની ઇચ્છા રાખવી, અને શાસ્ત્રો જાણવાં—આ સજ્જનોનાં લક્ષણ છે.'' ૩૧૯ ભર્તૃહરિ.

"સજ્જન ખરાબ રસ્તાથી દૂર ભાગે છે, અને સારે રસ્તે ચાલે છે, છાની વાત બહાર પાડતો નથી; પોતાના સદ્ગુણો છુપાવતો નથી; પોતાના મિત્રો જ્યારે મુશ્કેલીમાં હોય છે ત્યારે તેમને મદદ કરે છે અને પોતાની શકિત પ્રમાણે દાન આપે છે; સાચા મિત્રનાં પણ ઉપર કહ્યાં તેજ લક્ષણો છે." ૩૨૦ ભર્તૃહરિ.

"ઉઘાડી જમીનપર સુવું પડે, કે પલગ મળે, ફળ ખાઇને રહેવું પડે કે પકવાન્ન મળે, ચીંથરાં પહેરવાં પડે કે, કિંમતી વસ્ત્રો મળે, પણ મજબૂત મનનો પુરૂષ પોતાનું ધારેલું કામ પાર પાડે છે; વચમાં નડતી મુશ્કેલીઓથી ગભરાઇને તે લીધેલું કામ છોડી દેતો નથી."

૩૨૧ ભર્તૃહરિ.

"વ્યવહાર કુશળ માણસો વખોડે કે વખાણે, પૈસો રહે કે જાય, મૃત્યુ આજેજ આવે કે દશ હજાર વર્ષે આવે, પરંતુ સુજ્ઞ પુરૂષો ન્યાયના રસ્તાને છોડી દેતા નથી." ૩૨૨ ભર્તૃહરિ.

"દડાને હાથથી નીચો નાંખીએ તોપણ તે પાછો ઉંચે આવે છે; તેવીજ રીતે સજ્જનોપર આફત આવી પડે તે કંઇ હંમેશને માટે રહેતી નથી."
૩૨૩ ભર્તૃહરિ.

"મોટામાં મોટો લાભ શો? સારા માણસની સોબત; સૌથી ખરાબમાં ખરાબ શું છે? દુષ્ટોની સોબત; મોટું નુકસાન શું? પોતાની ફરજ ન બજાવવી તે; ખરી શાંતિ શામાં? સત્ય અને ન્યાયમાં; ખરો બહાદૂર કોણ? જેણે ઇંદ્રિયોપર કાબુ મેળવ્યો હોય તે; ખરૂં ધન શું? વિદ્યા; ખરૂં સુખ શું? ઘર આગળ રહેવું તે. (પરદેશ જવું ન પડે તે); અને ખરો રાજા કોણ? જેના હુકમનો અમલ થતો હોય તે."
૩૨૪ ભર્તૃહરિ.

"નમ્રતા (વિનય) તે વીર પુરૂષનું લક્ષણ (ભૂષણ) છે."
કાળીદાસ.

"જે અતિથિનો સત્કાર નથી કરતો તેને ઘેર લક્ષ્મી રહેતી નથી."
૩૨૫ કાળીદાસ.

"વડિલોની આજ્ઞાનો અમલ કરવામાં જરાપણ આનાકાની ન જોઇએ."
૩૨૬ કાળીદાસ.

"ગુણવાન મનુષ્યોમાં પૂજ્ય વસ્તુ તેમના ગુણો છે; નહિ તેમની જાતિ કે નહિ ઉમ્મર."
૩૨૭ ભવભૂતિ.

"કોઇ કેવળ સુખી અથવા કેવળ દુઃખી નથી રહેતું; માણસની દશા પૈડાંની માફક ફર્યા કરે છે."
૩૨૮ કાળીદાસ.

"ઉત્તમ મનુષ્યો, જીવ જતાં પણ, સજ્જનતા છોડતાં નથી."
૩૨૯ કાળીદાસ.

"ધીર પુરૂષોથી વિપત્તિ, ડરતી હોય તેમ, દૂર રહે છે."
૩૩૦ સુભાષિત.

"વિનય એ રાજાઓનું પણ ભૂષણ છે." ૩૩૧ નીતિશાસ્ત્ર.

"વિનય બધા ગુણોમાં શ્રેષ્ઠ છે." ૩૩૨ સુભાષિત.

ગંગાનદી પ્રથમ સ્વર્ગમાંથી શંકરના મસ્તક ઉપર આવ્યાં; શંકરનાં મસ્તકપરથી હિમાચલ ઉપર આવ્યાં; એ ઉંચા પર્વતપરથી પૃથ્વીપર, અને પૃથ્વી ઉપરથી છેવટે સમુદ્રમાં આવ્યાં. એવી રીતે હાલ તે ગંગા નીચાં સ્થાનને પામ્યાં છે, માટે જે વિવેકથી ભ્રષ્ટ થાય છે તેમની સૌ પ્રકારે અધોગતિ થાય છે." ( દુઃખી થાય છે ). ૩૩૩ ભર્તૃહરિ.

"શિકારીઓ ઘાસ ખાઇ જીવનારા હરણનો વિનાકારણ જીવ લે છે; મચ્છીમારો પાણીથીજ જીવનારાં માછલાંઓનો પણ વિનાકારણે જીવ લે છે; તેવીજ રીતે દુર્જનો સંતોષી અને સજ્જનોના વિનાકારણે વૈરી થાય છે." ૩૩૪ ભર્તૃહરિ.

"મોટા પર્વતપરથી પડી પત્થરોમાં અથડાઇ મરણ પામવું સારૂં; તીક્ષ્ણ દાંતવાળા ઝેરી સર્પના મુખમાં હાથ ઘાલવો તે પણ સારૂં; અગ્નિમાં ઝંપલાવવું તે પણ સારૂં; પણ સદાચરણનો નાશ કરવો નહિ."

૩૩૫ ભર્તૃહરિ.

"પર્વતમાં, જંગલમાં અને જનાવરોની સાથે રખડવું સારૂં પણ સ્વર્ગમાં પણ મૂર્ખનો સંગ હોય તો તજી દેવો." ૩૩૬ ભર્તૃહરિ.

"જેમ મદ ઝરતા બળવાન હાથીને કમળના તંતુઓથી બાંધી શકાતો નથી, તેમ તૃણ જેવી તુચ્છ લક્ષ્મીથી ખરા પંડિતોને રોકી શકાતા નથી; માટે તેઓનું કદી પણ અપમાન કરવું નહિ."

૩૩૭ ભર્તૃહરિ.

"નીચ પુરૂષો મુશ્કેલી આવવાની બીકથી કોઇ પણ કામનો આરંભ કરતા નથી; મધ્યમ પુરૂષો કાર્યનો આરંભ કરે છે પણ મુશ્કેલી આવ-

વાથી પડતું મૂકે છે; પણ ઉત્તમ પુરૂષો વારંવાર મુશ્કેલી આવવા છતાં ધણુ લીધેલું કામ છોડતા નથી. (પણ મુશ્કેલીનો ઉપાય શોધે છે)."

૩૩૮ ભર્તૃહરિ.

"આ જગતમાં ધણાય જન્મે છે ને મરે છે; પરંતુ જે પુરૂષ પોતાનાં કુટુંબનો ઉદ્ધાર કરે છે તેજ ખરો. બાકી બધાનો જન્મ ફોગટ છે."

૩૩૯ ભર્તૃહરિ.

"નોકરી કરનાર જો બોલે નહિ તો તે મુંગો ગણાય છે; જો બોલે તો વાચાળ અગર સારી રીતભાત વગરનો ગણાય છે; જો શેઠની અગર ઉપરીની પાસે રહે તો ઉદ્ધત ગણાય છે; અને જો દૂર રહે તો હિંમત વગરનો ગણાય છે; શાંતિ રાખે તો બીકણ ગણાય અને જો સહન ન કરે તો મૂર્ખ અથવા હલકા કુળનો ગણાય છે, માટે નોકરી કરવી તે બહુ મુશ્કેલ છે અને મોટા યોગીઓ પણ તે કરી શકતા નથી. (આ નીચની નોકરીનું વર્ણન છે. સજ્જનની નોકરીનું નથી.) ૩૪૦ ભર્તૃહરિ.

"વનમાં, લડાઇમાં શત્રુ, જલ અગર અગ્નિની વચમાં, સમુદ્રમાં અને પર્વત ઉપર ઉંઘમાં પડેલા હોઇએ ત્યારે, બેભાન હોઇએ ત્યારે, અને ભયવાળે ઠેકાણે પુરૂષનાં પુણ્યોજ તેની રક્ષા કરે છે; માટે માણસોએ હંમેશાં પુણ્ય કરવું." ૩૪૧ ભર્તૃહરિ.

"આપણા લોકમાં બૈરાં દીવે દીવો સળગાવતાં ત્યારે એક સ્થાનેથી બીજે સ્થાને જતાં, પવનથી તે ઓલવાઇ ન જાય માટે તેને પહેરેલી સાડીના છેડાથી ઢાંકી સંભાળીને લઇ જતાં. આ પ્રમાણે રાત્રીના પ્રારંભમાં, સાડીનો છેડો દીવાનો રક્ષક બને છે; ને તેનો તેજ પાછો પ્રભાત સમયે તેને બુઝાવવામાં પણ કામ લાગે છે. માટે જયારે દૈવ રૂઠે છે ત્યારે મિત્ર પણ શત્રુની ગરજ સારે છે." ૩૪૨ સુભાષિત.

"ખરાબ માણસ ગુણ નહિ પણ દોષજ જુવે છે. મધુર સ્વાદવાળાં પાંદડાં મુકી ઉંટ કાંટાનેજ શોધે છે." ૩૪૩ સુભાષિત.

"સુપડું જેમ કચરો કાઢી દાણાજ રાખે છે તેમ સજ્જન પુરૂષો દોષનો ત્યાગ કરી ગુણજ જુવે છે. દુર્જનનું કૃત્ય વિપરીત હોવાથી તે ચાળણી જેવો છે કે જે દાણો કાઢી નાંખી કચરો રાખે છે."

૩૪૪ સુભાષિત.

"દુષ્ટ અને સજ્જનની રીત સોયના બે છેડા જેવી જુદી જુદી છે. એક છેડો જેમ કાણું પાડે છે તેમ દુષ્ટ કલેશ કરાવે છે. બીજો છેડો જેમ કાણું પૂરી દે છે (દોરાથી) તેમ સજ્જન પણ કજીઓ મટાડે છે."

૩૪૫ સુભાષિત.

"છતે પૈસે સુખ ન ભોગવે કે દાન ન કરે તે, ખેતરમાં જનાવરોથી અનાજનું રક્ષણ કરવા માટે રાખેલા કૃત્રિમ પુરૂષ (ચાડીયા) જેવો છે; જે પારકાને માટેજ રાખી મૂકે છે." ૩૪૬ સુભાષિત.

"કોયલ મીઠો કેરીનો રસ પીએ છે, તો પણ ગર્વિષ્ટ બનતી નથી, પરંતુ દેડકો કાદવનું પાણી પીને પણ ડૂં ડૂં કરતો ફૂલાય છે. તેવીજ રીતે સુજન દુર્જનનું સમજવું" ૩૪૭ જગન્નાથ.

"અરે લક્ષ્મીના મદથી અંધ થએલા મૂઢ! મને આપત્તિમાં પડેલો જોઇને હસે છે શું? લક્ષ્મી તો કયાંય પણ સ્થિર રહી છે? (કાલ તારી પણ દશા મારા જેવી કેમ નહિ થાય?) જોને આ રેંટમાં ઘડા આવે છે, તેમાં જે ઘડા ખાલી હોય છે તે ભરાય છે ને ભરેલા ઠલવાય છે!"

૩૪૮ હિતોપદેશ.

"લક્ષ્મી કહે છે કે હું શૂરવીરને વરૂં તો વિધવા થાઉં; ઉદાર પાસે જતાં મને શરમ આવે છે; અને પંડિતને પરણું તો (વિદ્યારૂપી) શોકયનું સાલ નડે, તેથી હું લોભીનેજ વરૂં છું." ૩૪૯ સુભાષિત.

"મનુષ્યની ઉન્નતિને અટકાવનાર છ વસ્તુ છે:—આળસ, સ્ત્રી સેવા, રોગ, જન્મભૂમીનો સ્નેહ, સંતોષ અને બ્હીકણપણું; આટલાનો ત્યાગ કરે તોજ મનુષ્ય મોટાઇને પામે છે." ૩૫૦ હિતોપદેશ.

"સત્ પુરૂષો મશ્કરીમાં જે કાંઇ બોલે છે તે પણ પત્થર ઉપર કોતરેલા અક્ષરની પેઠે સ્થિર થઇ જાય છે; (તેમનું બોલ્યું કદી ફરતું નથી) અને દુર્જન સોગન ખાઇ ખાઇને બોલે તોપણ તે પાણીમાં લખેલા અક્ષરની માફક તુરતજ ભુસાઇ જાય છે." ૩૫૧ હિતોપદેશ.

"ચંદ્રમા આખા જગતને પોતાના પ્રકાશથી ધવલ કરી દે છે ત્યારે પોતાનુંજ કલંક કેમ ખંસેડી શકતા નથી! આનો જવાબ એમ છે કે પરોપકાર કરનારા પોતાના સ્વાર્થની દરકાર રાખતા નથી; તેઓ સ્વાર્થ ત્યાગીજ હોય છે." ૩૫૨ સુભાષિત.

"જેના મનમાં ધારેલાં કામ તથા કરેલા વિચારને બીજા જાણી શકતા નથી, પણ તેનું કામ સિદ્ધ થયા પછી જાણે છે, તેજ પંડિત કહેવાય છે." ૩૫૩ વિદુરનીતિ.

"જે પુરૂષો પોતાની શકિત હોય તે પ્રમાણેજ કાર્ય કરવાની ઇચ્છા કરે છે; શક્તિ પ્રમાણે કાર્ય કરે છે તથા કોઇનું અપમાન કરતા નથી, તેને પંડિત જાણવા." ૩૫૪ વિદુરનીતિ.

"જે બોલાવ્યા વગર અંદર પ્રવેશ કરે છે. કંઇપણ પુછયાવગર બહુ બોલે છે, અને વિશ્વાસ ન રાખવા લાયક મનુષ્યોનો વિશ્વાસ કરે છે, તે મનુષ્યને મૂઢ જાણવો." ૩૫૫ વિદુર નીતિ.

"દેવતાઓ જે પુરૂષનાપર ક્રોધે ભરાય છે, તેની તેઓ બુદ્ધિજ પ્રથમ હરી લે છે; અને બુદ્ધિનો નાશ થયાપછી માણસને નીચ કર્મ કરવાંજ સૂઝે છે." ૩૫૬ વિદુર નીતિ.

"જ્યારે માણસનો નાશ થવાનો હોય ત્યારે તેની બુદ્ધિજ ફરી જાય છે; અને બુદ્ધિ ફરી જાય છે ત્યારે માણસને નીતી અનીતિ જેવી લાગે છે અને તે મનમાંથી ખસતીજ નથી." ૩૫૭ વીદુર નીત.

" જે વિદ્વાનો પાસેથી ડહાપણ શીખે છે. તેજ પંડિત છે."
૩૫૮ વિદુર નીતિ.

" જે કામ કરી લીધાથી રાત્રિ સુખમાં જાય ( નીરાંતે ઉંઘ આવે ) તે કામ દીવસેજ કરી લેવું; જે કામ કરવાથી ચોમાસાના ચાર માસ સુખમાં જાય, તે કામ આઠ માસમાં કરી લેવું; જે કામ કરવાથી ઘડપણ સુખમાં જાય તે કામ જુવાનીમાં કરી લેવું; અને આખી જીંદગી પર્યંત એવાં કામ કરવાં કે જેથી મરણ થયા પછી સુખ મળે."
૩૫૯ વિદુર નીતિ.

" ગુરૂ સ્વાધીન મનનાં મનુષ્યને શિક્ષા કરે છે; રાજા દુરાચરણી લોકોને શિક્ષા કરે છે; અને યમરાજા છાની રીતે પાપ કરનાર પુરૂષોને શિક્ષા કરે છે." ૩૬૦ વિદુર નીતિ.

" સંતાપ કરવાથી રૂપનો નાશ થાય છે; સંતાપ કરવાથી બળનો નાશ થાય છે સંતાપ કરવાથી જ્ઞાનનો નાશ થાય છે, અને સંતાપ કરવાથીજ રોગ ઉત્પન્ન થાય છે." ૩૬૧ વિદુર નીતિ.

" હંમેશાં મીઠાં વચન કહેનારા પુરૂષો થોડા છે; પરંતુ કડવાં લાગે એવાં હિતકારક વચનો કહેનાર અને સાંભળનાર તો દુર્લભજ છે."
૩૬૨ વિદુર નીતિ.

" કોઇને છેતરવો નહિ ( પરંતુ દાન આપવું ), પોતે કરેલી મર્યાદા પાળવી અને મીઠાશથી બોલવું; આ પ્રમાણે વર્તવાથી શત્રુ પણ મિત્ર થાય છે." ૩૬૩ વિદુર નીતિ.

" ચંદનનાં વૃક્ષ કપાય છે તોપણ પોતાની સુગન્ધ છોડતાં નથી; સમુદ્રમાં ઓટ થાય છે તોપણ તે પોતાની લીલા છોડતો નથી; શેરડી સંચામાં જોસથી દબાય છે તો પણ મીઠાશ છોડતી નથી; તેવીરીતે કુલીન મનુષ્ય, ગરીબ હોય તો પણ. પોતાની ખાનદાની મૂકી દેતો નથી."
૩૬૪ સુભાષિત

[જાતમાં ભાત પડતી નથી.]

હે શંખ! તારો સમુદ્રમાં જન્મ છે; તારૂં શરીર ધોળું દૂધ જેવું છે; શ્રીકૃષ્ણ પરમાત્માના હસ્તકમળમાં તારો વાસ છે; છતાં તારૂં અંતઃકરણ તો વાંકું ને વાંકુંજ રહ્યું છે.

ભગવાન્ ગુરૂમહારાજની આજ્ઞાથીજ મેં તેમની મર્યાદાનો લોપ કર્યો તેમ છતાં મારાં મનને એમ થાય છે કે ધરતી માર્ગ આપે તો હું તેમાં સમાઇ જાઉં. તો પછી જે મનુષ્યો પોતાના ગુરૂની મર્યાદાનો ઇરાદાપૂર્વક ભંગ કરતા હશે તેની છાતી શરમથી ફાટી કેમ નહિ જતી હોય! રાજા ચંદ્રગુપ્ત—મુદ્રારાક્ષસ.

બુદ્ધિવાન વિદ્યાર્થી હોય કે મૂર્ખ વિદ્યાર્થી હોય પરંતુ બન્નેને ગુરૂ તો સરખી વિદ્યાજ આપે છે. તેમ તેમની વિદ્યામાં પણ એકને વધારો આપી દેતા નથી કે બીજાની વિદ્યાનો નાશ કરતા નથી. તેમ છતાં બન્નેની વિદ્યાના વિકાસમાં ઘણોજ ફેર આવે છે. કુદરતની બલિહારી એ છે કે જે શાણ ઉપર ચડાવવામાં આવે ત્યારે ખરેખર રત્ન હોય તે તેજ ઝળકાવે છે પરંતુ માટીનો પીંડો હોય તેમાંથી તેજ નીકળી શકતું નથી. ઉત્તમરામ ચરિત (ભવભૂતિ).

મનુષ્યનું મન સમવિષમ થતું હોય ત્યારે અંતઃકરણનું વલણ હોય તેને પ્રમાણું (આધાર રૂપ) લેખવું. કાલીદાસ (શાકુંતલ).

કામાંધ પુરૂષોની બુદ્ધિ, ચેતન અથવા અચેતન, સત્ય અથવા ખોટી વસ્તુ વચ્ચેનો ભેદ પારખવામાં ઝ્હેર મારી જાય છે.

કાલીદાસ (મેઘદૂત).

અધમ પુરૂષો પાસે યાચના કરીએ અને તે ફળીભૂત થાય તેના કરતાં ગુણવાન પુરૂષો પાસેની યાચના ફોકટ જાય તો તે વધારે સારૂં છે.

કાલીદાસ (મેઘદૂત.)

[ ।રી સ્ત્રી કોણ. ]

હે પત્નિ! મૃત્યુએ તને ઝડપી લીધી તેમાં મારા ગૃહની શોભા (ગૃહિણી) ગઇ, મારો મંત્રી ગયો, મારી સખી ગઇ, ખરેખર મારી પ્રિય શિષ્યા ગઇ, મારી કળાકુશળ સ્ત્રી ગઇ. દુષ્ટ દૈવે તારૂં હરણ કરતાં મને શું રહ્યું ? મારૂં સર્વસ્વ ગયું. કાલીદાસ, (રઘુવંશ, અજવિલાપ.)

સત્પુરૂષો છે તે નિરંતર પોતા થકીજ સદાચરણથી જગતને રીઝાવતા રહે છે. ચંદ્ર કુમુદિનીને ખિલાવે છે તેમાં તેની પાસે કોણ યાચના કરવા જાય છે.

અન્ન આપનાર, ભય ટાળનાર, વિદ્યા આપનાર, જન્મ આપનાર અને ઉપનયન (જનોઇ) આપનાર—આ પાંચ પિતાઓ છે એમ સ્મૃતિ લખે છે.

દુનીઆંમાં પાંચ વસ્તુ પૂજ્ય છે. દ્રવ્ય, બન્ધુ, વય, કર્મ અને વિદ્યા. તેમાં અનુક્રમે એક કરતાં પછીનું બીજું વધારે શ્રેષ્ઠ છે. વિદ્યા સર્વથા અને સર્વત્ર પૂજ્ય છે. મનુ.

**शुभमस्तु सर्व जगतः परहित निहता भवन्तु भूतगणाः।**
**योषाः प्रयान्तु शान्तिं सर्वत्र जनः सुखी भवतु॥**

"આખાં જગતનું કલ્યાણ થાઓ; લોકો પરોપકારમાં આનંદ માને એવા થાઓ; પાપોનો નાશ થાઓ અને સર્વત્ર દરેક મનુષ્ય સુખી રહો!"

૩૬૫

**ॐ शांतिः शांतिः शांतिः।**



